# સોકયનું સાલ.

ગોકળદાસ કોરજીએ પોતાની અઢાર વર્ષની ઉમ્મરમાં
ચાૈદ વર્ષની પોતાની જમનાં નામની સ્રી ઉપર
વિનાકારણે આણવા ધારેલું તેવિશે.

( કવિતામાં )



દોહરો.

હડહડતો આવ્યો હવે, કઠણ મહા કળિકાળ;
આ વૃતાન્ત જન વાંચિને, દિલમાં થજો દયાળ. ૧



મુંબઈ
એશીઆટિક છાપખાનામાં છાપ્યું.
સન ૧૮૭૪.
સંવત ૧૯૩૦.
કીમ્મત ચાર આના.

# પ્રસ્તાવના.

એક સ્ત્રી જીવતી છતાં વિના કારણે બીજી સ્ત્રી કરવી; એ
ઈ તો વ્યભિચાર છે. જેટલું પાપ વ્યભિચાર કરવાથી થાયછે,
લુંજ પાપ એક સ્ત્રી છતાં બીજી પરણવાથી થાયછે. સ્ત્રીઓનો
તો જાતી સ્વભાવ છે કે; પોતાના ધણી તરફના પ્રેમસુખમાં બી-
ાઈને ભાગિયણ થએલી જુએ તો પોતાને અભાગિયણ સમ-
અવતાર મિથ્યા થયો ગણેછે. "પ્રેમમાં અને અધિકારમાં ભા-
ો જોઈએ પણ નહીં" જેઓ આ સ્વાભાવિક નીતિ વચનથી
ા આલ્યાછે, તેઓને મરણ સિવાય તેનું બીજું ફળ મળયું નથી.
ટોળાના લોકોમાં વિદ્યાવૃદ્ધિ થતા પ્હેલાં ધનવૃદ્ધિ થાયછે; તે
ળાના લોકોમાંથી સારાસાર વિવેકબુદ્ધિ થોડે થોડે ક્ષીણ થતી જા-
છે. એવા વર્ગના લોકોમાં ભાટિયા ન્યાતીને આપણે પ્હેલે નંબર
ૂકિએ તો ખોટું કર્યું કહેવાય નહિં. જેમ જેમ લક્ષ્મિદેવિની
ઓનાપર કૃપાથતી જાયછે; તેમતેમ બુદ્ધિદેવિ એમનાથી પોબારા
તી જાયછે. વિદ્યા વિનાના લક્ષ્મિદેવિના ભક્તોની સંસારસ્થિતિ,
ચારણ વિગેરે સત પુરૂષોને તો ભયંકર અને કરૂણાજનક
છે. ત્યારે ઘણા ખરા ભાટિયા લોકોની પણ તેવી અવસ્થા લાગે
માં નવાઈ શી!

ઠક્કર. ગોકળદાસ પોતાને ચૌદવર્ષની સ્ત્રી છતાં તેનાપર સોકય
ાવવા જે ઊદ્યોગ લઈ બેઠાછે; તે પોતાના પગપર પોતે કુહાડી મા-

રવા જેવો ઉદ્યોગછે. આ બાબત ન્યુસપેપરો તથા છુટાં હેંડ નિકળેલાં તે ઉપરથી આ ચોપડી રચવામાં આવીછે. એમાં પ્રપાત સ્થિતિને અનુસરતુ માણસના મનોભાવનું વરણન સારી કરેલું છે. આ ચોપડી પ્રથમથી છેવટપર્યંત વાંચનારને બિચ્ચારી જમનાંના મ્હાદુઃખનું ભાન થયા વિના રહેશે નહીં. એક સ્ત્રી છતી છતાં બીજી સ્ત્રી કરવી, એ કામ કેવું દુઃખ દાયક, લોક વિ: અને પરમેશ્વરનો કોપ ખેંચી લેવા જેવું છે; એવું દરેક વાંચનાર મનનું વલણ કરાવ્યા સિવાય આ પુસ્તક રહેશે નહીં. એવું મનનું વલણ થવું એજ આ ચોપડી રચનારનો ઉદ્દેશ છે.

છેવટ— નજર દોષથી અથવા બુધ્ધિ દોષથી કોઇ સ્થળે થઇ હોય તો સુજ્ઞજનો ક્ષમા કરશે.

મુ૦ મુંબાઇ
માહે અગષ્ટ સન
૧૮૭૪.

# ઉપોદ્ઘાત.

## છપ્પય છંદ.

પૂત્ર મરણ દુખ પ્રૌઢ, પ્રૌઢ દુખ પરવશતાનું;
મહાદુઃખ મૂર્ખતા, દુઃખ તેવુંજ દીનતાનું;
અપયશ અવનીવિષે, છેક નહિં એ દુઃખ છોટું;
દુખ દેવાતણુ ઘણુ, મરણદુખ જન શિર મોટૂં;
સોક્ય સાલ દુખ સ્ત્રીતણું, કથવા સમર્થ કો કવી;
અંતર શોક બિચારિનું, નિપનિ વાત હમણાં નવી. ૧

નારિ બેતણા નાથ, હરાયા ઢોરથિ હળવો;
નારિ બેતણા નાથ, કોટિધા દુખિ તે કળવો;
સાઢસતી અઢિતણી, પનોતી ભાવ પ્રમાણે;
આદ દુખ અંતતા લગી, કુટિલજન કયમ નવ જાણે;
લોહચુંબકમધ્યે રહે, અધર લટકતૂં પૂતળૂ;
નારિ બેતાણા નાથનૂં, એવું જગ અંતર બળ્યું. ૨

# સોકયના દુખવિષે.

## છપ્પા.

ના ઘરમાં સોક્ય, કામણટુંમણ તે પાસે;
ના ઘરમાં સોકય, વરતિયો ત્યાં જઈ વાસે;
ના ઘરમાં સોકય, મનુષ્ય ખોટાં કઈ ખપનાં;
ના ઘરમાં સોકય, તેહને છાનાં છપનાં;
ના ઘરમાં સોકય છે, વનિતા આખોદિન વઢી;
કહે સ્વામી સોકયનો, સુખે ન સૂએ અધઘડી. ૧
ના ઘરમાં સોકય, બ્રહ્મહત્યા તો કીધી;
ઘરમાં સોકય, થાપણો લૂટી લીધી;
ના ઘરમાં સોકય, દેવસ્થળ બહુ ઉથાપ્યાં;
ના ઘરમાં સોકય, ગળાં લોકોનાં કાપ્યાં;
નવાણો નીરનાં, હણ્યાં સાપ ને સાપણી;
કહે સોકયો સૃષ્ટિમાં, પુરી પરસ્પર પાપણી; ૨
પનોતી લક્ષ, હોય તે નરને હૈયે;
ળ ચોથો માન, કઠણ કૂજોગે કૈયે;

રહે બારમો રાહુ, દશા રાહૂની જોગે;
નવગ્રહ નિર્બળ નીચ, ભાગ્યહીણાના ભોગે;
એટલા ગ્રહો જ્યમ દુખ દિએ, ફરે ચક્ર કાં કાળનું;
શામળ કહે તેથી શતગણું, દુઃખ સોક્યના સાલનું.
હસ્તિ સિંહ ને પ્રીત, પ્રીત વાઘણ ને હરણી;
ગરૂડ સરપને પ્રીત, પ્રીત તીમર ને તરણી;
ઊંદર બિલાડી પ્રીત, પ્રીત મીનીને શ્વાન;
પ્રીત સરપને નોળ, પ્રીત લંપટને ધ્યાન;
વળિ પ્રીત વિપ્રને વરતિયા. પ્રીત અસુર સુરલોકની;
શામળ કહે તેવી પ્રીત સહુ. સકળ સૃષ્ટિમાં સોક્યની.
પ્રીત તેતરાં બાજ, પ્રીત કાગળને પાણી:
પ્રીત સતી ગુણિકાજ, પ્રીત આટો ને ઘાણી ;
પ્રીત અગ્નિ ને નીર, પ્રીત સાચા જુઠાની ;
પ્રીત ચોર ને શાહ. પ્રીત રિઝવણ રૂઠયાની;
એ પ્રીત વેર લાખોગમે, કહે શામળ કહું શું કથી;
સૌ દુખમાં દુખ સંસારમાં, સોક્ય સમાન કશું નથી.
અબળા ભલી અનાથ, તેથિ વળિ મોત ભલેરૂં;
ભલિ હીણાને હાથ, એથિ નહિં દુઃખ અનેરૂં;
ભલિ વિધવા ભલિ વાંઝ, ભલી ગુણકા કે ઘેલી ;
ભલી દરીદ્રી દાસિ. હોય સૂહાગણ સેલી ;

ો દાવાનળ દુઃખાણી, ચંચળ ચિતપણ ચોકનું ;
શામળ ભટ સાચૂ કહે, સાલ જેહને સોકયનું. ૬

રિદ્રિને દુખ એક, માન્યું મનનૂં નવ થાય;
ારાદને દુખ એક, નિત્ય પરદેશો જાય ;
નિયાને દુખ એક, વૃષ્ટિ જે દિન નવ વરસે ;
ને દુખ એક, તનુજ કારણ મન તરસે ;
દુખ કામનૂં, ભીખારીને ભૂખનું ;
હે તેથી સોગણું, સ્રિને સોકયના દુઃખનુ. ૭

ને દુખ આંખ, સારૂ નરતું નવ દેખે ;
ને દુખ કાન, રાગ પૂરણ નવ પેખે ;
ીને દુખ રોગ ભોગ એકે નવ ભાવે ;
સુકને દુખ એક, છેક ભીખારી કહાવે ;
નો દુઃખ અનેક છે, પંગાને દુખ પગતણૂં ;
કહે સ્રીને સોકયનૂં. છે દાવાનળ દુખ ઘણું ૮

## દોહરા.

નિજ શરણાંગત નારિનું, કરવા અનહિત કાજ;
પ્રવર્ત થયલા પુરૂષનું, આ વૃતાન્ત કહું આજ. ૧

ાસી વિરવાડાતણા, નામે ગોકુળદાસ;
ાવિક વૈષ્ણવ ભાટિયા. કારણ કુળ કંકાસ. ૨

ઉમ્મર વરસ અઢારની, વરણી કહું સહુ વાત;
રૂડે ઠામ પરણેલ રૂડિ, જમના જુવતી સાથ.

પ્રિછિ નિજ પુત્રિનું પરમહિત, કોડે કરસનદાસ;
કંકુને કન્યા દિધલ, અર્થતણી તજી આશ.

મોંઘા મોંઘીબાઇના, ગુણહિણ ગોકળદાસ;
સુત સ્હાજાદા રાંડિના, સુધરવાનિ શી આશ.

ચતુરા થૈ વર્ષ ચૌદની, અબળા જોબનવેશ;
રજસ્વળામાં રાઢ થઇ, વરણવું તેહ વિશેષ.

અજાણતાં અબળાવતી, છોવાણી મરજાદ;
મહા ક્રોધ મન આણિયો, સાસૂએ સવિષાદ.

અરે આ શું કર્યું આજથી? લોપી મારી લાજ;
ક્યાંથી મળિ તું કામની? કૂળનિકંદન કાજ.

સુણિ સરોષ સાસૂતણાં, વિશેષ એવાં વેણ;
રોઇ પડિ વહુ બાપડી, નિરે ભરાયાં નેણ.

છોરૂં જાણિ ક્ષમા કરો, અબળા છેક અજાણ;
વડો રોષ શો આવડો, વદી એવિ વહુ વાણ.

તોપણ મન મોંઘીતણૂ, રહે સરોષ સદાય;
વર વહુના સુખમાં વડુ. વિઘ્ન પડાવ્યું ત્યાંય.

## રાગ રામગ્રી.

વૈદરભી વનમાં વલવલે (એ ઢાળ)

સાંભળો સજન સોહાગિયા, વડા દુખતણી વાત;
બીજી કરાવવા બાયડી; વિચાર્યું મન સાથ.
સાંભળો. ૧

વાંક વિનાની વીનતા, સલક્ષણિ તે સદાય;
અબળા વળી છે કહ્યાગરી, કોને દુભિ ના કદાય.
સાંભળો; ૨

ગાયના સરખી ગરીબડી, પશૂ સમ પરાધીન;
સ્વામિના સુખની આશાભરી, પતિપદ લયલીન.
સાંભળો. ૩

એવી બિચારિને બાળવા, જન્મ કરવાને ઝેર;
એક ઉપર બીજી આણવા, પરણાવ્વા કરી પેર.
સાંભળો. ૪

સલાહ લેવાને સંચરી, લક્ષ્મિદાસની પાસ;
કાઢવાને જમનાંતણા, સુખનું સત્યાનાશ.
સાંભળો. ૫

માંડી કહી સહુ મૂળથી, સૂણી તેહ સરોષ.;
આપી શિખામણ એહને, લક્ષ્મિદાસે અદોષ.
સાંભળો. ૬

"અધર્મ થાય એવુ કર્યે. વિચારિ જો વિશેષ;"
"ખાપડી જમનાંના હૃદયમાં, કોટિ ઉપજે કલેશ."
સાંભળો. ૭

"નાની ઉમ્મરમાં એ નારિઓ, કરાવો સુખમાટ;"
"સુખ સાટે તેના સંસારમાં, દુઃખનો વાળો દાટ."
સાંભળો. ૮

"એવું કર્યે થશે ઓચિંતો, કરતારનો કોપ;"
"રહેશો ન ઘરનાં કે ઘાટનાં, દુખનું બીજ માં રોપ."
સાંભળો. ૯

"વાંક વિચાર્યે બિચારિનો, લાગતો ન લગાર;"
"કાંક વિચારોને કાળજે, માથે મેદનિ માર."
સાંભળો. ૧૦

"દુખખાડે નાખોછો દીકરો, સાણુસિમાં જ્યમ સાપ;"
"એ તે એનાં છો માબાપ કે, પૂર્વ જનમનું પાપ."
સાંભળો. ૧૧

"એવો જો આદરશો તમે, અબળાપર અન્યાય;"
"મુકશો લાજન નાર્તબ્હારતો, કશો કરશો ઉપાય."
સાંભળો. ૧૨

"વૃદ્ધ થયે મતિ વંઠિ શૂં, આવૂં કરવા અકાજ;"
સાંભળી શિખ મોંઘીને મુખે, લાજ ઢળિ સહુસાજ.
સાંભળો. ૧૩

ચાલી નિકળિ ત્યાંથી ચોંપથી, વિધવિધ કરતી વિચાર;
થાઓ ભલે જે થનાર તે, ભયના કશા ભાર.

સાંભળો. ૧૪

મલપતો ઘાલૂં માંડવો, હારી ના જઊં હોડ;
પૂરા કરૂં મારા પુત્રના, કોડથી લાડકોડ.

સાંભળો; ૧૫

બે વહુની થૈશ સાસુજી, હોંસભેર હમેશ ;
એક કરિશું અળખામણી, વ્હાલી એક વિશેષ.

સાંભળો. ૧૬

ડાહી ઘણી તોય નારીની, મતી પાનીની હેઠ;
પાનિયથી રાતે પરવરે, જાય સમુદર હેઠ.

સાંભળો. ૧૭

મરજાદ છોવાઈ માહરી, વાળુ તેનું હું વેર;
બીજી પરણાવી બાયડી, જીવતરમાં નાખું ઝેર.

સાંભળો ૧૮

સમજાવે ઘર જઈ સૂતને, આઘુ પાછું અનેક ;
માવડીએ માન્યું તે સહું, છોછી છે મતિ છેક.

સાંભળો. ૧૯

પાપણીને પગલે કરી, છોવાણી મરજાદ;
કોપ થશે ગોપકેશનો, પુત્ર રાખજે યાદ.

સાંભળો. ૨૦

માટે જો હો મારી કૂખનો, તો એને તજી મેલ;
પરણાવું બીજી પદમણી, ખરો જો હવે ખેલ.
સાંભળો. ૨૧

દુખ દેવા માંડ્યાં દોહલાં, વહુને બહુ એમ;
સમજાવી સુતને ઊંધુ છતૂં, પુરો ઉતરાવ્યો પ્રેમ.
સાંભળો. ૨૨

એવું કરી ઊર કઠણની, ખાંતે કરતિતી ખોળ;
ધનજી નારણજી ધુતા મળ્યા, રોકડનો કરવા રોળ.
સાંભળો. ૨૩

અન્ય બાને ખાવા માગિયા, પૂરા પાંચ હજાર;
ચાર હજારના શોભીતા, સપ્તનવ શણગાર.
સાંભળો. ૨૪

મૂકાવ્યા આગળથી બધા, ગોપાળને ઘેર ;
કબુલ કરી કન્યા આપવી, મિછે નહિં કોઇ પેર.
સાંભળો. ૨૫

મુંબઇમાં જો આ બધી, વાત થાય વિખ્યાત;
વિઘ્ન પડે વેવિશાળમાં, વિચાર્યું મન સાથ.
સાંભળો. ૨૬

ઝઘડો થયો જે દિવસથી, રહે નિત્ય ઉદાસ;
બાપડી જમનાં બહુ બળે, કારણ રહિત કંકાસ.
સાંભળો. ૨૭

શુન્ય લાગે સહુ વસ્તુઓ, ધામ ખાવાને ધાય;
ઓઢવું પેરવું ના ગમે, જાણે ઘટ વાગ્યો ઘાય.

સાંભળો. ૨૮

પોઢિ છે એક દિન પેમદા, સ્વપનુ લાગ્યું સ્હેજ,
ઉઠી બિચારી બે બાકળી, માને કહેવાને તેજ.

સાંભળો. ૨૯

## રાગ ગરબી.

( શંકર વસે કૈલાસમાં " એ ઢાલ )

સ્વપનુ લાગ્યુંરે મને શોકચનું, વ્હાલી માડી સુણ વાતરે;
આજને પાછલે પરોઢિએ, એક વરત્યો ઉત્પાતરે.

સ્વપ્નુ લાગ્યુંરે. ૧

જાણ્યે નણદોઇ નાથીશેઠજી, વેવિશાળિઆ વિશેષરે;
નેહે થયા મારા નાથના, વિવા મેળવ્યો વિદેશરે.

સ્વપ્નુ લાગ્યુંરે. ૨

આદર અહિંયાંથકી માંડિયો, જાણી વાત લક્ષ્મિદાસરે;
એવું કરતાં અટકાવિયા, કરિ દુખ મારાનો ક્યાસરે.

સ્વપ્નુ લાગ્યુંરે ૩

તોપણ અહિં ગુપ્તપણે તેમણે, ધનજી નારણજી સાથરે;
કીધો ઠરાવ બહુ કોડથી, જાણ્યે રૂઠ્યા જગનાથરે.

સ્વપ્નુ લાગ્યુંરે. ૪

પરવર્યા પોતે થોડા દિન પછી, પ્રેમે પરણવાને કાજરે;
જામનગર ભણી જુક્તિથી, સજી સર્વે સુસાજરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૫

એક દિવસ ત્યહાં એમણે, વારૂ કરિને વિચારરે;
વાડવ જમાડવા નોતર્યા, નાથિશેઠે નિરધારરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૬

ઉકળતા ભાતનું ઓસામણું, ઉનું તેતો અપારરે;
ઢોળ્યું દ્વિજોએ અજાણતાં, પડ્યું વાડાની પારરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૭

નાથીના નાનાભાઇની, હતી નારી ઉભિ ત્યાંયરે;
તેના ઊપર પડ્યું તે બધું, તનની ઉતરી ત્વચાયરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૮

દેખી કહે નાથિ શેઠજી, પુરો રમવા પ્રપંચરે;
કોપ આતો કુળદેવિનો, વાંક વિપ્રનો ન રંચરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૯

ખાંતે જઇએ ખંભાળિએ, દેવિકેરે દરબારરે;
ઘણા મૂલી ચઢાવા ઘાટડી, સેવક સૌને સુખ સારરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૦

એવું નિમિત્ત કરી એસમે, આવ્યા ખંભાળિએ ગામરે;
ધનજી નારણજીના ધામમાં, વેગે લિધો વિશ્રામરે.
સ્વપ્નુ લાગ્યું. ૧૧

આવ્યો કાગળ જાણ્યે એમનો, મારા સ્વામિપર એમરે;
વાંચી કરીને વ્હેલા આવજો, ખાંતે ખંભાળિએ ક્ષેમરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૨

એવું વાંચીને અહિં થકી, છપન ભોગને નિમિત્તરે;
નિકળ્યા જાણ્યે મારા નાથજી, સાસુ મ્હારિ હું સહીતરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૩

સોકયેનેમાટ સહુ માહરા, ઊતરાવ્યા શણગારરે ;
રોઇ ઘણી હું જાણ્યે રાતમાં, આંખે આંસુ અપારરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૪

જાણ્યો પ્રપંચ સહુ જ્યાહરે; નાથીશેઠનો નિરધારે;
કાલાવાલા મેં જાણ્યે માંડિયા, લાવે કરૂણા લગારરે.
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૬

" શાળા તમારાને શીખવી, સોકયનું કરાવો સાલરે; "
" એવું બગાડયું શું મેં આપનું, ઘટે તમને ન ગાલરે. "
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૬

" મારાં માયાળુ માત તાતને, સમજાવી તમેજરે; "
" અહિંયાં નખાવિ છે મને અરે, શાણા સમજોને સ્હેજરે. "
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૭

" પારવનૂં સૂખ પમાડિને, છેદ ઓચિંતુ શીશરે; "
" કામ એવું આ અયોગ્ય તે, આદરો માં આદીશરે. "
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૮

"આંતરડી બાળશો અનાથની, એમાં આવશે શું હાથરે;"
"શીદ ભમાવો મારા સ્વામિને, જુએછે આ જગનાથરે."
સ્વપ્નુ લાગ્યુંરે. ૧૯
"ધન્યછે તમારા આ ધર્મને, ધન્ય ભાટિકુળભાણરે;"
"શાબાસ શાણપણ સર્વને, વહુ વળતી શી વાણરે."
સ્વપ્નુ લાગ્યુંરે. ૨૦
"કાળછે કેટલા કાઢવા, આવો કરાવી અન્યાયરે;"
"શાબાશ નાથી તમે કરો, તેવું બીજે ન થાયરે."
સ્વપ્નુ લાગ્યુંરે. ૨૧
એ વું કહ્યાનિ સાથ ઓચિતી, જાગી ઝબકી હો માતરે;
એવાં એ આળપંપાળમાં, રડી કાઢી મેં રાતરે
સ્વપ્નુ લાગ્યુંરે. ૨૨

## દોહરા.

જનની જમનાંની કહે, સાંભળ વાણ સુજાણ;
એહ આળપંપાળમાં, પુત્રિ બાળમાં પ્રાણ. ૧
સ્વપ્નુ તારૂં શત્રૂ શિરે, પડજો જઈ પ્રમાણ;
ખમા દીકરી ખોટની, પ્યારી મારો પ્રાણ. ૨
એમ આસના વાસના, કરિ પુત્રિની અનેક;
મનમનાવ્યું ઉર ચાંપિને, નિજ માએ સવિવેક. ૩

આવ્યો થોડા દિન પછી, ખરેજ કાગળ એમ;
છપન ભોગનું મિષ કરી, આલ્યાં સહૂ સપ્રેમ. ૪
ખાંતે જઈ ખંભાળિએ, પ્રૌઢ રચી પરપંચ;
વેવિશાળ ત્યાં મેળવ્યું, રહિત કરૂણા રંચ. ૫
જાણે નહિં જમનાં જરા; મનમાં આ દુખ મેર;
આંવતિ જતિ ઓલી થઈ; પ્રીછી ત્યારે પેર ૬
વાત કરી વિખ્યાત ત્યાં, વેવિશાળનિ વિશેષ;
બાપડિ જમનાંને બહૂ, કાળજ ઉપજ્યો કલેષ. ૭
મનાવતાં મોંઘી બઈ, સાંભળ વહૂ સુજાણ;
તુજહિત કાજ તપાસિ કરિ, લેવા આ રૂડિ લાણ. ૮

રાગ, ઓધવજીના સંદેશાનો"

સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી;

તુજહિત કારણ દુખ નિવારણ કાજજો;
સરળ ઉપાય કરૂંછું તારા સૂખનો;
એ સરવે માંડી કહું તુજને આજજો,
સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી ૧
બીજીપરણાવું તુજ વરને બાયડી;
લાડકોડ તે પુરશે તૂજ તમામ જો;
દાસી થઈ તારી બાપડિ દિન કાઢશે;

કરવું ન પડે ઘરનું તારે કામજો,
સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી ૨
હાજર હજુર વિષે રહિ હુકમ ઉઠાવશે;
ખાંડવું દળવું રાંધવું સિંધવું જેહજો,
વટી હવે તારા શિરપરનિ વિટંબણા;
કરશે કામ મજુરણ થઇને તેહજો.
સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી ૩
મળશે થોડી મારા જેવી સાસુઓ;
વહુવારૂના સુખસારૂં દુખ વ્હોરૂંજો;
નવહજારપર નિરમલ પાણી ફેરવું;
કહો ભલે પછિ જગ તો કાળુ ગોરૂંજો.
સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી ૪
ઊતારી આપો આભ્રણ સહુ અંગથી;
બેન તમારી પ્હેરે તે શુભ પેરજો;
મોટમ લઈ બેસો ભારેખમ થઈ હવે;
થઈ તમપર મ્હાદેવતણી બહુ મેરજો.
સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી ૫
મિત્ર સુણો આ નારિ ચરિત્રનિ વારતા;
બોલે બાળી બાપડિને બહુ વારજો;
રડતી જમનાં વદતી દીનવદને હવે;

વરણું તે કરિને વારૂ વિસ્તાર જો.
સાંભળ વહુવર વાત વિવેકે સ્નેહથી ૬

તમેરે નંદજી ગોકુળ સાંચરો એ રાગ—

શિદ બોલડિએ બાળો સાસુજી,
છેક નમેરાં થઇને આમજો;
મારો શો અપરાધ કહો મને,
દાઝયા ઊપર શિદ દો ડામજો; શિદ બોલડિયે. ૧
ઊંચે સાદે હૂં નથિ ઊચરી,
કડવી વાણી તમને કદાય જો;
ઉમરો ઓળંગ્યો ન વિના કહ્યે,
આધિન થઈ વરતુછું સદાયજો; શિદ બોલડિયે. ૨
મારે એક તમારો આશરો,
હૂં અણસમજુ અબળા રાંકજો;
કરવી ક્ષમા તમારે તો ઘટે,
વાંક પડચો હોએ જો કાંકજો. શિદ બોલડિયે. ૩
આપિ ઉછેરિ તમારા હાથમાં;
મારાં માયાળૂ મા બાપજો;
સુખ કે દુખ દેવાનૂં જે સહૂ;
તે તમ હાથ વિચારો આપજો. શિદ બોલડિયે. ૪
મારો ધર્મ સહન કરવા તણો,

દશો જે તમ દુખ કે સૂખજો;
સામી થઈને કરૂ કંકાશતો,
લાજે મુજ જનનીની કૂખજો. શિદ બોલડિયે. ૫
સૌ દુખમાં દુખ સ્ત્રીને સોકયનૂં,
નાથ છતે તે સદા અનાથ જો;
એવી દારૂણ દીનદશાવિષે,
જુવતી ગાળી નાખે જાત જો. શિદ બોલડિયે. ૬
આ ભવસાગર સુખ દુખનો ભર્યો,
તરવા સ્ત્રીને પતિ આધાર જો;
તે તજી દે ભવભરદરિએ અરે,
નિસરે તિરે શિ રીતે નાર જો. શિદ બોલડિયે. ૭
શરણાંગતને છેહ દિધાતણું,
પાપ અમાપ વિચારો આપજો;
મારા સ્વામીને સમજાવિને,
પ્રગટાવો શિદ મન પરિતાપ જો. શિદ બોલડિયે. ૮
જેને આશ્રય જઈ દિન કાઢિએ,
તે વાણવાંકે વેરી થાયજો;
ત્યારે કયાં જઈ ઠરિએ તે કહો,
આ તો છેક હુંપર અન્યાયજો શિદ બોલડિએ. ૯
મારૂ જીવતર ફોક કરો નહીં,
એથી અધિક કહ્યે શું થાયજો;

સાર ન એવું કર્યે સંસારમાં,
સોક્યનું સાલ ન સીથિ ખમાય જો. શિદ બોલડિએ. ૧૦
કહો તો દિન કાઢૂં દુખણી થઈ,
મહિયરમાં વસિ માની પાસજો;
કહો તો ઓરડિયે આઘે વસૂં,
નિશદિન રાખી વૃતિ ઉદાસજો. શિદ બોલડિએ. ૧૧
રાખો જેમ તમે ત્યમ હું રહૂં,
પણ વણસાડો નહિ મમ સૂખજો;
પાય પડી તમને કરૂ વિનતી,
દાઝ્યલું ટાળો મારૂ દુઃખજો, શિદ બોલડિએ. ૧૨
તુળસી દળ સાથે દીધી મને,
લીધો નથી દોકડો એકજો;
તેય વિચારો ક્યમ નહિં આ સમે,
નિર્દય મારાપર થઈ છેકજો શિદ બોલડિએ. ૧૩
નવ્વ હજાર ઉપર નિર ફેરવો,
પાછા વળવાની નથીં આશાજો;
શિદ સંતાપો વણવાંકે મને,
હૂં વણમૂલી તમારી દાસજો, શિદ બોલડિએ. ૧૪
એમ અનેક રિતે વિનતી કરી,
પણ મન જેનું વ્રજ કઠોરજો;
તે ક્યમ કાન ધરે કોઈ રીતે,

મનિ પાસે કકળે જ્યમ મોરજો, શિદ બોલડિએ. ૧૫
આ લો આભ્રણ સરવે અંગનાં,
આપૂ ઊતારી આવાર જો;
સોવરાવો તે મારી સોક્યને,
ભોળવિને મારો ભરથારજો, શિદ બોલડિએ. ૧૬
ગદ્‌ગદ્‌ વાણી વદિને વીનતા,
મૂર્છાગત થઈ છેક અચેતજો;
સોક્યનું સાલ મહાવિકરાળ છે;
સંકટ તે સાંભળતાંવેંતજો,
શિદ બોલડિએ બાળો સાસુજી. ૧૭

## દોહરો.

જાગીને જમનાં રૂએ, એકાન્તે જઈ એમ;
અરે અભાગી જીવડા, પંડતણો તજ પ્રેમ. ૧

## લલિત છંદ.

અરર રે હવે, શી વલે થશે,
દિવસ દોહ્યલા, શી રિતે જશે;
સહિશ શી રિતે, સાલ સોક્યનું,
દુખ ઘણું દિસે, જન્મ ફોકનું. ૧
રડિ ગુમાવવી, દિન રાતડી,

વિપત વેઠિને, ગાળિ જાતડી;
જીવન એવું આ, ધિક્કક માહરૂં,
દીનદશાવિષે, જીવિ શૂં કરૂં. ૨
પ્રભુ હું માનું તો, પાડ તાહરો,
કરિશ છૂટકો, જો તું માહરો;
સુખનિ સૌ ઘડી, વીતિ ચાલિયો,
દુખ સમુદ્રને, પાસ ન્યાળિયો. ૩
પિડ પમાડવા, કાશ કાડવા,
દુખ સમુદ્રમાં, ઠેલિ પાડવા;
ઉર વિચારતાં, સાસુસ્વામિજી,
અરર આણિને, બાયડી બીજી. ૪
શિદ ઉછેરિ તેં, હાય માવડી,
પિડ પમાડવી, હોતિ આવડી;
જનમતાં મને, મારિ કેમ ના,
અરર દૈવડા, હે દયા વના. ૫
પ્રભુજી સામટી, પીડ પાડતો,
દુખણિને હવે, શૂં જીવાડતો;?
સુખ થયૂં સહૂ, ફોક માહરે,
ચહુ હું આવવા, શર્ણ તાહરે. ૬
પુરવ જન્મનાં, પાપ શૂં નડયાં,
પ્રિય સગાં અરે, વેરિ નીવડયાં;

હતિ અલેતિ હું, જ્યાંલગી અરે,
ગણતિ ના કશૂં, દુઃખ અંતરે. ૭
નહિ અહીં અરે, કોઈ માહરૂં,
દુઃખ હુ કયાં રહૂ, મૂંઝઈ મરૂં;
પ્રિય પિતાજીરે, માડિ માહરી,
રહું કયહાં ધૃતિ, ઊરમાં ધરી. ૮
સુખિ હશો સુતા, જાણતાં હશો;
પતિનિ સાથમાં, એમ માનશો;
પણ હું તો અહીં, દુઃખ-પાવકે,
ઉભિ બળૂ વિના, આગ આ તકે. ૯
ઉર કઠોરની, સાસુ માહરી,
પ્રિત પિયૂજીએ, છેક પહરી;
વિધિ થયો વળી, વંક છેક જ્યાં;
દુખનિ વારતા, દાખવૂં હું કયાં. ૧૦

## રાગ પરજ.

( અરે કોણ આદમી એવારે " એઢાલ. " )

કહું દુખ કોને કૃપાળુરે, અરે દીનબેલિ દયાળૂરે; ટેક.
માતપિતા વસ્યાં મુંબઇમધ્યે, સૈયર કોઈ ન સાથ;
સાસુ સ્વામિને અણગમતિ હું, અબળા છેક અનાથ.
કહું દુખ. ૧

હ્મા દુખિયારા માનવી ને તું, એકજ છે આધાર;
એવું જાણિ તારે શર્ણ આવીછે, એક નોધારી નાર.

કહું દુખ. ૨

વિદ તારૂં શરણાંગત પાળક, ખળદળને દળનાર;
અકળ કળા તારી પ્રબળ સકળથી, કોણ તેનો કળનાર?

કહું દુખ. ૩

આવતી સોકચ રૂપી દુખજવાળા, તિવ્ર મહા દુખકાર;
વિશ્વ અરણમાં હું એકલી મૃગલી, આવિ પ્રભુજી ઉગાર.

કહું દુખ. ૪

ગાય ગોવાળા ઉગાર્યા તેં આવી, દાવાનળથી દયાળ;
તેમ ઊગારી લ્યો અવિનાશી, અબળાને અંતરિયાળ.

કહું દુખ. ૫

જેહ બધા મારા જીવતરમાંહિ, નાખવા બેઠાં ઝેર;
આપ રૂડી મતિ એમને જેથી, કાળો કરે નહિં કેર.

કહું દુખ. ૬

હું મંદભાગ્યણી આપવિના પ્રભુ, મારૂ નહીં અહિં કોઇ;
અંતરનો ઉભરો ક્યાં સમાવું, દિન કાઢવા રોઇરોઇ.

કહું દુખ. ૭

સોકયને આધિન થઇને સદાએ, જીવવું જગમાં જાણ;
એ જીવવા કરતાં ભલુ ભવમાં, પ્રાણે દેવા પ્રાણ.

કહું દુખ. ૮

પૂર્વ જન્મનાં પાપ નડયાં શૂં, આવિ નેં આ ભવમાંચ;
હે હરી મારા અભાગિયા જીવને, કળ ન પડે તે કાંચ.
કહું દુખ. ૯

દંપતિનું ઘર ભંગ કરાવ્યાનું, મૌઢ કરેલ શું પાપ;
એજ પાપે આ ભવમાં શું મારે, આ વેઠવો પરિતાપ.
કહું દુખ. ૧૦

સૌ અપરાધ વિસારી હરી તૂં, વિર્દ સંભારિ વિશેષ;
આવિ ઉગાર નિરાધાર નારી, કાપી બધો આ કલેષ.
કહું દુખ. ૧૧

એમ સ્તુતી અવિનાશિની કરિને, નાખિ બેઠી નિસ્વાસ;
આવતા દુઃખથી બ્હીની નેં અંતર, અધિક થયેલ ઉદાસ.
કહું દુખ. ૧૨

## દોહરા.

આવિ એક ત્યાં એટલે, વાણિયાણિ બહુ શાણિ;
ક્યાં જમનાં? કહ્યું તે સુણી, વધાં મોધિબઈ વાણિ. ૧
ઉપર હશે એકાન્તમાં, જાઓ હોય જરૂર;
જઈ જોઇ જમનાં ત્યહાં, નહીં મૂખપર નૂર ૨
આવકાર દઈ એહને, બેસાડી નિજપાસ;
વણિક નારિ વદિ તે સમે, કહે તું કેમ ઉદાસ? ૩
કાલ નિકળવૂં કોડથી, મુંબઇ ભણિ નિરધાર;
કહે હોય કઇ કહાવવો, સંદશો તુજ સાર. ૪

નાખિ ઉંડો નિશ્વાસ ત્યાં, કર નિજ દેઈ કપાળ;
કહે મુઆં માબાપ કાં, નાવ્યો મારા કાળ. ૫
સંદેશો દઉં શો કહે, કોપ્યો જ્યાં કરતાર;
માત પિતાએ માહરો, અફળ કર્યો અવતાર. ૬
સુણી કહે તે કામની, શૂં એવડું દુખ શીર;
ઉચર તે.તું મુજ આગળે, ધરિને ઉરમાં ધીર. ૭
સુણી વેણ તે સખિતણાં, ઉચરે જમનાં એમ;
કહૂં બેનિ કોંની કને, પતિનો ઉતર્યો પ્રેમ. ૮

રાગ સીતાજીના મહિનાનો.

મારી આલી અપાર આ દુઃખ, કહૂં કોની કને;
મારૂં મન ચિત ચઢયું ચગડોળ, ગમે ન કશૂં મને. ૧
સખી શુન્યહૃદયની હું છેક, કારૂણ દુઃખે કરી;
મારે કોય મળે ન આધાર, વિના એક શ્રી હરી. ૨
થોડા વાંકસારૂ આલિ છેક, દૂભાયાં મારાં સાસુજી;
મારાપર કરવા સોકયનું સાલ, કહ્યું ખરેખર ખિજી. ૩
આકુ અવળૂં ભણાવી અનેક, નગણા મારા નાથનો;
ઊતરાવ્યો હૂંપરથી પ્રેમ, આરો નાવે વાતનો. ૪
મને અન્ય દે દુઃખ અનેક; ગણાવિને શું કહૂં;
થાય સંભાર્યે મન સંતાપ, સખી મારિ તે સહૂ. ૫

પરાધિન અબળા અવતાર, કર્યો પ્રભુએ ઘણો;
વળિ આવાં સાસરિયાંની સાથ, પડે પાનો આપણો. ૬
તે ઉપર વળિ સોક્યનું સાલ, સખી સંસારમાં;
કેમ જીવાય દુખતણા છેક, ઊંના અંગારમાં. ૭
આપ્યો રંડાપો આજથી બેન, છતે ધણિએ મને;
ઉતરાવિ લિધા શણગાર, વ્હેતી મૂકી દુખવને. ૮
પુરી પોપટી પાંજરાંમાંય, મંજારિ મુખ આગળે;
પુરી બકરીને વાઘ સમીપ, બાપડિયો જયમ બળે. ૯
તેવી મારી ગતી મારી બેન, થોડા દિનમાં થશે;
તોય પંડથી પાપી આ પ્રાણ, કયમે કર્યો નહિં જશે. ૧૦
સુણ્યુ જ્યારથી સોક્યનું શાલ, ઉભી બળું ત્યારથી;
લાગે વિપ્રિત વસ્તુઓ સર્વ, કહું તુજને કથી. ૧૧
મને ધામ આ ખાવાને ધાય, આલી એક કોળિએ;
નાવે નિંદ્રા ન ભાવે અન્ન, કયહાં દુ:ખ બોલિએ. ૧૨
દુ:ખસાગરની સામી તેડ, સખી નથી સુઝતી;
કરૂં કેમ હવે કહે આજ, મુઝાય મારી મતી. ૧૩
ઉગ્યું હોત જો દુખનું ઝાડ, માથાપર માહરે;
તો તો કાંક નિશાની રહિ જાત, દેખાડવાને અરે. ૧૪
મારૂં પાનુય બોળી ન લીધું, આલી મારી ઇશ્વરે;
સોક્ય સુખ જોવા રોવામાટ, જીવાડે છે અરે. ૧૫

જેને આશરે જીવીએ બેન, તેજ જ્યારે પાલટે;
ત્યારે જગમાં તે કેમ જીવાય, ગણ્યે દુખ ના ઘટે. ૧૬
દીઠી નથિ દુઃખની ઘડિ એક, મૈયર સખિ માહરે;
સામટુ દુઃખ પતિ પ્રતિકુળ, થયો મને જ્યાહરે. ૧૭
ફરી માગું ન માનવી દેહ, તેમાં વળી સ્રીતણી;
ભવ હારી ગઈ છું હું છેક, વિપત વેઠી ઘણી. ૧૮
સુખ દુઃખ સરવ શિર હોય, આ તો આડા આંકનું;
તેમાં અધિક સાલે મને એજ, વેઠવું વિના વાંકનૂં. ૧૯
માગ્યું મોત જો દે માહાદેવ, તો તો ભવ છૂટિએ;
નહિંતો કરમ આડો કર દઈ, કોનાપર રૂઠિએ. ૨૦

## દોહરા.

સુણિ વિલાપ જમનાંતણા, વણિકત્રિયા તે વાર;
રડવા લાગી બાપડી, નેત્ર વહે જળધાર. ૧
ધીરજ દઇ તેને ઘણી, વળતૂં બોલી વાણ;
સંદેશો જઇ શો કહૂં, તે તું કહે પ્રમાણ. ૨
વાણી તવ જમનાં વદી, સાંભળ સખિ સંદેશ;
જેવો પ્રિછિ તૂં જાય છે, કહેજે તેવો કલેષ. ૩

## રાગ મેવાડો

( દ્વારકાંના વાસીરે, અવસરે આવજોરે; એઢાલ. )

સજની સંદેશોરે, દારૂણ મારા દુઃખનોરે,
કહેજે મારાં માત પિતાની પાસ;
ઉછેરિ નાખિછેરે, બળતી આગ્યમાંરે,
ઉભી બળે તેમાં તેનો લો તપાસ.
સજની સંદેશો. ૧

કહેજે મારી માને રે, આણું વ્હેલું મોકલેરે,
જીવતિ મને જોવી હોય જરૂર;
નહિંતો નિર મેલોરે, નેટ મારા નામનુંરે,
ડુબી મરૂં દુઃખને વ્હેતે પૂર;
સજની સંદેશો. ૨

માચાળુ પિતાનેરે, કહેજે એવું કાનમાંરે,
દીકરી ત્યાં દાઝ્યલાં વેઠે દુઃખ;
દયા હોય દિલમાંરે, વ્હારે ધાઓ વેગથીરે,
સમજાવી બૂબકને કરો સુખ;
સજની સંદેશોરે, ૩

પશુ ને પુત્રિનોરે, એક અવતારછે રે,
જેને દારિ આપે તેને ત્યાં જાય;

દયા કયાંથી દિલમાંરે, ક્રુર કસાઇને રે,
દારિ આપતાં ન વિચારે મનમાંય,
સજની સંદેશો. ૪

અધિક શું કહેવુંરે, આલિઆ અવસરે રે,
દખે તેવું દાખવજે મારૂં દુ:ખ;
વ્હેલા વ્હારે ધાએરે, એવું કરજે જઈરે,
મારૂં હોય માતપિતાને જોવું મુખ.
સજની સંદેશો. ૫

## દોહરા.

એવું કહિ એ અવસરે, રડિ જમનાં બહુવાર;
સૈયર મારા સૂખમાં, આ ઊઠયો અંગાર. ૧
વણિકત્રિયા ધિર દેઇને, નિકળી ત્યાંથી નેટ;
આવી થોડા દિવસમાં, મનહર મુંબઈ બેટ. ૨
જમનાંને મૈયર જઈ, સર્વ કહ્યો સંદેશ;
વડિ જમનાંની વિપત તો, વિનાકહ્યે બહુ બેશ. ૩
જાય દિવસતો જતિ નથી, વેરણ રાત વિશેષ;
સુકાઇને શળિ જેવિ થઈ, કોટિક સહી કલેષ. ૪
માટે હો માબાપ તો, લ્યો તપાસ ધરિ ધીર;
નહિંતો એના નામનૂં, મેલો આજથિ નીર. ૫

એવું કહિને તે ત્રિયા, ગઈ પોતાને ઘેર;
મહાદુઃખ માબાપને, કાળો સાંભળિ કેર. ૬
જનની તવ જમનાંતણી, વદે સ્વામિપ્રતિ વાણ;
પ્રાણપ્રિયોતમ માહરા, સુણજો તમે સુજાણ. ૭

## રાગ વેરાડી.

સ્વામી સલુણા સાંભળો જો, જીવતું મારૂં જાણોરે;
દુખિઆરી મારી ડાહી દીકરિને, અહિંયાં તેડી આણોરે. ૧
ક્યારે મુખ જોઈશિ કાલી ઘલીનું, લોઈશિ દુખનાં આંસુરે;
સાસરિયામાં સમરથ સાસૂ, રંજાડે છે નિત ફાંસુરે. ૨
જાણતિ ન્હોતિ આ ગોબિ ગજબશું, સુતાને સાકચનું સાલરે;
શીદ જીવી હાય હાય સાંભળવા; કાં ન આવ્યો મારો કાળરે. ૩
વાત સાંભળી વજ્રશી મારી, છાતિ કઠોર ન ફાટેરે;
દુખ દેવાં શાં દોહ્યલાં આ; અપરાધ થોડા માટેરે. ૪
હૂંજ રાંડ અભાગણી ભૂલી; જનમતાં પાયું ન ઝેરરે;
ઉછેરી લાડકી કસાઈ પાસે, કાળો કરાવવા કેરરે. ૫
આ લો આપી આભ્રણ મારાં, જોગ મનાવો જામાત્રરે;
નહિંતો જાણજો આજથી મારાં, ગળવા માંડ્યાં ગાત્રરે. ૬
ધિક્ક મારૂં જીવતર સરવે, ધિક્ક ખાવૂં પીવૂંરે;
સ્નેહ ધિક્ક સુણી દિકરીનું દુઃખ, જુઓ હજીય હું જીવુંરે. ૭

એમ કહીને રૂદન માંડચું, સ્વામી તેને સમજાવેરે ;
શીદ સંતાપ કરેછે કળકળી, સામો શોક ઉપજાવેરે. ૮
તારા કરતાં મને તારૂણી ઘણું, દિલમાં દીકરીનું દુઃખરે;
સુખની ઘડી હૂં ત્યારે ગણિશ જ્યારે, સુતાને થાશે સૂખરે. ૯
શામ દામને ભેદ કરીને, સમજાવિશ જમાઈરે ;
રોતી રાખી એમ કહીને, અંતરમાં અકળાઈરે. ૧૦

## દોહરા.

કાગળ લખિને કહાવિયૂં, નિજ જમાત્રને નેટ;
બિઊઁ પરણો શિદ બાયડી, વળિ વધારવા વેઠ. ૧
આપું એમ જો નવ કરો, પૂરા પાંચ હજાર ;
તોય ન માન્યુ તેમણે, સુણો સજન નરનાર. ૨
આખર જઈ એકાન્તમાં, એક કર્યો સુવિચાર ;
મ્હાજન મમપુત્રીતણી, વેગે કરશે વ્હાર. ૩
ઉચારૂં જઈને આ સમે, અરઊઁ એમની પાસ ;
કરશે મળિ મ્હાજન સહૂ, આ વાતનો તપાસ. ૪

## રાગ રામગ્રી.

અરજ સુણો એક માહરી, લાયક લક્ષ્મીદાસ;
મ્હાજનના મેનેજર રૂડા, પ્રેમે કહું તમ પાસ.
અરજ સુણો ૧

છો સહોદર પરનારિના, સત્ય વાતે સુજાણ;
ભૂષણ ભાટિયા નાતિનૂં, પુન્યવંત પ્રમાણ.
અરજ સુણો. ૨

વિનતી મારી શ્રવણે ધરો, સત્ય હોય જો સાર;
બુડતીને બ્હાર કાઢવા, આપો મુંજને આધાર.
અરજ સુણો. ૩

એક સુતા છે સંતાનમાં, તેને તુળસીને પાન;
દીધી છે ગોકળદાસને; કષ્ટ ધરજો કાન;
અરજ સુણો. ૪

ચાલુ ઉમર વર્ષ ચૌદની; એબ કશિ ન એકેય;
રાંકડી છેક સલક્ષણી, તપાસો તે તમેય.
અરજ સુણો. ૫

તોપણ કાઢવા તેહના, સુખનું સત્યાનાશ;
બીજી કરે છે બાયડી, ગુણહિણ ગોકળદાસ.
અરજ સુણો ૬

ખાંતિલા ખંબાળીયાતણા, નારણ સૂત સુજાણ;
તેમણે આપવી ધારિછે, નિજ પુત્રી પ્રમાણ.
અરજ સુણો ૭

એક ઉપર બીજી એ રીતે, કરવિ નારિ અકાજ;
રીત ન આપણી નાતની, માટે અટકાવો આજ.
અરજ સુણો. ૮

માજન મેળવી માહરે, કરો કંઇક નિકાલ;
જેથી કરી મારી પુત્રિનું, મટે સોક્યનું સાલ.
અરજ સુણો. ૯
એજ વિનતી છે આપને, કાપવા પરિતાપ;
હું જેવો બાપ તેવા તમો, મહાજન છો માબાપ.
અરજ સુણો. ૧૦

## કાવ્ય તથા રોલાવૃત—

એવિ અરજી સાંભળી, નારિના દારૂણ દુખની;
કરમાણી તે કાળ, મનોહર દ્યુતિ નિજ મુખની. ૧
સદય હૃદય તે સમય, લક્ષ્મિદાસનૂં ભરાયૂં;
દારૂણ દુખ નિજ મૂખ, ગુણી અબળાનૂં ગાયૂં. ૨
"અરે છેક અન્યાય, આમ અબળાપર થાયે;"
"બિચારિથી સોક્યનું, સાલ ક્યમ કરિ સ્હેવાયે." ૩
"ધરાવિષે ધરિ જન્મ, કામ પરમારથ કરવૂં;"
"આવિ પડે અડચણો, તેથિ નહિ દિલમાં ડરવું." ૪
"સુણિ આ કેમ શકાય, વાત અનરથની અતિશે;"
"અબળાની આંતરડિ, ઠારવી તે શુભ દિસે." ૫
એવું હૃદય વિચારી, પ્રિતે પરનારિ સહોદર;
મ્હાજન સહુ મેળવ્યું, તરત જુનિ વાડી અંદર. ૬

મળ્યાં ઘણાં માનવી, પાર ગણતાં ન પમાયે;
સહુ સમક્ષ કરસનનિ, અરજું એ તક વંચાએ. ૭
સાંભળિ સરવે સજન, સામટા બોલી ઊઠયા;
જાણ્યે જમનાં ઉપર, હોય ત્રિભુવન પતિ તૂઠયા. ૮
નહીં થાય અન્યાય, આપણી નાતે એવો;
વિના વાંક આવાર, દોષ દારા શિર દેવો. ૯
અટકાવો મળિ સર્વ, બીજું પરણે નહિં બળથી;
ઝટ ગોકળદાસને, લખી કાગળ આગળથી. ૧૦
કારણ કહે ન યોગ્ય, પરણવાનું ફરિ જ્યાં લગિ;
ગુણિયલ ગોકળદાસ, બિજી પરણે નહિં ત્યાં લગિ. ૧૧
દેશ વિદેશે બધે, લખો કાગળ મ્હાજનને;
સુણી કહ્યું સોવાર, ધન્ય શાબાસ સજનને. ૧૨
ઠીક થયો ઠેરાવ, મૃતક જીવાડણ અમિસમ;
વધ્યા એટલે વેણ, ઠકર વિશરામ વીખસમ. ૧૩
ના ના એ નહિં થાય, અમે સહિયો નહિં કરિએ;
અમે સગા એહના, તેથિ પછિ મ્હેણે મરિએ. ૧૪
એમ કહ્યું એમને, લક્ષ્મિદાસે તે વારે;
ઠિક ત્યારે મળિ સર્વ, કરો કાયદો અત્યારે. ૧૫
એક ઉપર બિજું નાર, કરે તો કોયન પૂછે;
એવું લખાવો આજ, યોગ્ય મ્હાજન મળ્યુંછે. ૧૬

આમ છેક અન્યાય, કેમ ચાલશે કહોને;
વિચારિ બોલો કાંક, જુવતિ દુઃખ ભણી જુઓને. ૧૭
વધૂ મતે તેવાર, ઠરાવ પ્રથમનો ઠરિઓ;
દેશ વિદેશે બધે, પત્ર સત્વર પરવરિયો. ૧૮

## દોહરા.

અહિંયાંની વિગતે હવે, વરણવું વાત વિશેષ;
દિન દિન જમનાં દુઃખણી, કાળજ સહે કલેષ. ૧
સ્વામી સનમુખ નવ જુએ, સાસુ નિત્ય સરોષ;
એવું જોઈ જમનાંતણા, ઉડી ગયા મુખ હોસ. ૨
કાઢે દિન કેવી રિતે, નિશદિન એહ નિવાસ;
ભ્રમરી જ્યમ ચંપકવને, રહે સદાય ઉદાસ. ૩
એક દિવસ નિજ આંગણે, આવ્યું માણસ એક;
ગોકળદાસ ક્યહાં ગયા, કહ્યું એમ સવિવેક. ૪
ચાલો મ્હાજન મળ્યુ બધુ, તેડે તમને આજ;
સુણિને ગોકળ સંચર્યા, સર્વે સજીને સાજ. ૫
ઊભા મ્હાજન આગળે, પ્રૌઢ બતાવિ પ્રતાપ ;
કાગળ મૂકયો કર વિષે, ઓધવજીએ આપ. ૬
મ્હાજનતણી મનાઈ છે, નવી પરણવા નાર;
કરજો કામ વિચારિને, ભવમાં જ્યમ રહે ભાર. ૭

મુંબઇના મ્હાજનતણો. આવ્યો કાગળ એમ;
વાંચો આ સુવિવેકથી, પૂરણ રાખી પ્રેમ. ૮
વાંચી વિચર્યા વારૂ કહિ, ગોકળ આવ્યા ઘેર;
ઉતર્યૂ મુખ જોઈ મોંઘિ બઈ, પૂછે તેની પેર. ૯
ક્યમ દિકરા કરમાણુ મુખ?, દુખ દાખવ મુજ પાસ;
કહ્યું માજને તે કશૂ?, આમ શું થયો નિરાશ? ૧૦
ઉચરે તવ ઉતર્યે મુખે, માયાળુ સુણ માત;
સમિપે જમનાં સાંભળે, મા દિકરાની વાત. ૧૧

## રાગ પરજ.

( તારૂ ગોકુળ જોવાને આવ્યરે, મથુરાનાવાસી એ રાગ. )

મારી કર્મ કથા કહુ ક્રુરરે, મારી માયાળુ માડી;
જાય હાથ આવેલી જરૂર રે, લક્ષણવંતી લાડી. ટેક—

ભાગતાંતાં જેના ભયથકીરે, કરવાને વહુપર કેર;
આવી ઊભો તેનો આંગણેરે, સુપ્રતાપ પુરણ શુભ પેરરે.
મારી માયાળુ માડી. ૧

અટકાવ્યાં આપણને એરેરે, કરતાં આવું કાજ;
મુંબઈથી માજી આવિયો રે, આ જો કાગળ હું પર આજરે.
મારી માયાળુ માડી. ૨

આ અભાગણિને ડોસલેરે, ઓચીતી અરજ કરેલ;
તેથી મ્હાજન મળ્યું ત્યાં બધુરે, તેમાં આવો ઠરાવ ઠરેલરે.
મારી, માયાળુ માડી. ૩

"કારણ રહિત આ કાળમાંરે, એક ઉપર બીજી નાર;"
"જો તમો પરણશો જોરથીરે, થશો નાતના ગુન્હેગારરે."
મારી માયાળુ માડી. ૪

"મ્હાજન આગળ માનવારે, માત માનુની સહીત;"
"મહિનામાં મુંબઈ આવજોરે આનો ખુલાસો કરવા ખચીતરે."
મારી માયાળુ માડી. ૫

"કરશો નહીં કોઈ રીતરે, છોકરવાદી છેક;"
એવી અધિક વળી આપિછેરે, શીખ સ્નેહે મને સવિવેકેરે.
મારી માયાળુ માડી. ૬

કેમ હવે કરીશું, કહેરે!, આનો કાંઈ ઉકેલ!;
ન્હોતું કહ્યું મેં આદ્યથીરે, માડિ મિથ્યા મમત આ મેલરે.
મારી માયાળુ માડી. ૭

પ્રથમ તેં જઈ પુછ્યું તેમનેરે, કરવા આવું કામ;
ના કહીતી ત્યારે તેમણેરે, લાયક લક્ષ્મિદાસ જેનું નામરે.
મારી માયાળુ માડી. ૮

જેનો પ્રતાપ રવી રૂડોરે, પૂર્ણ દિસે પ્રગટેલ;
ઊંધિ આશાનિશી માહરીરે, નાડિ મુડિઓ વાળી હવે નટરે.
મારી માયાળુ માડી. ૯

કરિ ન ઊતાવળ આપણેરે, પરણ્યાતણી શુભ પેર ;
મનના મનોરથ મન રહ્યારે, વેરી વિધિએ સાધ્યુ વેરરે.
મારી માયાળુ માડી. ૧૦

## દોહરા.

સુણી વાત જમનાંતણૂં, હૈયૂ ઉછળે હાથ;
મોંઘી નાતો મનતણી, વરણું કેવી વાત. ૧

શઠ મનોર્થના સર્વથા, તુટ્યા ઓચિંતા ત્યાંજ ;
આવેલું આરા ઉપર ; જાણે ડુબ્યૂં જહાજ. ૨

આવ્યા ત્યાં વળિ એ સમે, ધનજી નારણદાસ ;
ઉચર્યા એવૂં આપમુખ, નેટ થયેલ નિરાશ ૩

મુંબઈના મ્હાજન તણો, આવ્યો કાગળ આજ ;
મને મના કરિ તેહ માં, કન્યા દેવા કાજ. ૪

એમ કહીને આપિયો, કાગળ ગોકળ હાથ ;
વાંચી જોઈ વિચારતા, પસ્તાઈ મન સાથ, ૫

વડુ વિઘ્ન પડ્યું લગ્નમાં, હવે થશે ક્યમ હાય;
પાછો કાગળ લઈ કરી, ધનજી નિજઘર જાય. ૬

જમનાં તવ જગદિશ શૂં, કરે વિનતિ કરજોડ;
પ્રભુ મ્હાજન માબાપના, કરજો પુરા કોડ. ૭

આવતુ વિખર્યું હાલતો, દુ:ખ વાદળુ અમાપ;
લાયક લક્ષ્મીદાસના, પ્રતાપ પવન પ્રતાપ. ૮

## રાગ ગરબી.

( તમે આજ ન કરશો એવડી અલબેલાજી. એ ઢાલ. )

જય કૃપાળ જગદીશ, નિશદિન અમિ નજરે;
નિજ જન ભણિ તું જોનાર, અરજ ગણી મજરે. ૧
નજર નાખિ નતિ પોચતી, પ્રભુજી મારી;
દુ:ખદરિયો તરતાં નાથ, હતિ ગઈ હૂં હારી. ૨
વિશ્વનાથ જઈને વસ્યા, દુખ દલન તમે;
ઉર લક્ષ્મિદાસને આપ; સંકટ પ્રૌઢ સમે. ૩
એ ઉપકાર અપાર, કરિ શકું કયમ લેખુ;
હૂં અલ્પજીવ અવિનાશ, પ્રભુતા શી પેખુ. ૪
જુગલ જોડિ કર જાચું, જગદિશ તમ પાસે;
ગુણવંતા ગરિબ નિવાજ, અતિ અંતર આશે. ૫
ધર્મપિતા મમ ધન્ય, ધર્મ સુતા નાતે;
ગુણસંપન્ન લક્ષ્મીદાસ, ચઢયા મારી વારે. ૬
પૂણ્ય કામપર પ્રીત, નિરંતર અંતરમાં;
જેનો એ સહજ સ્વભાવ, નરશાર્દુલ નરમાં. ૭

તેમ વળી જન જેહ, મિથ્યા મત મરડી;
મુજ અબળાની કરિ વ્હાર, ઠારી આંતરડી ૮
કોટિ કોટિ કલ્યાણ, તે સૌનું કરજો;
તન મનની આધી વ્યાધિ, હરિ સરવે હરજો. ૯
રોળામાં રસ મેલજો, મહરાજ ઘણો;
પાંચે શ્રીથી પરિપૂર્ણ, યશ જગમાં બમણો. ૧૦
કર તેમને કૃપાળ, કૃત આવાં કોટી;
નિત કરાવજે નિરધાર, મેર કરી મોટી. ૧૧
મુજ સમિનાં દુઃખ મેર, કપાવિને કોડે;
આશિષ અપાવ અવિનાશ, હરાવી અરિ હોડે. ૧૨

## દોહરા.

સુકતિ સુવર્ણલતા ઉપર, પડે પયોધર જેમ;
નવપલ્લવ તે થઈ રહે, તન મન જમનાં તેમ. ૧
નથિ જાણતિ જન કુટિલનું, હઠીલાઇનું હીમ;
પડવૂં છે હજી શિર ઉપર, અતિ દારૂણ દુખ સીમ. ૨
વિગત હવે મુંબઇતિણી, વરણુ થવા વિખ્યાત;
ઉભા થયા અન્યાયની, પક્ષ ખેંચવા માટ. ૩
કોઈ તણા ક્રુર કાળજે, ઝાઝૂ ઉપન્યું ઝેર;
સ્વાર્થ સાધવા નિજ તણો, વધારવા બહુ વેર. ૪

શકે ન દેખી સૂર્યને, ઘૂડમહા ગુણ હિણ;
મહા દ્વેશ મન મૂરખો, પેખી કવી પ્રવીણ. ૫
અશલથીજ નિજ ઉરમાં, ગણે વિરોધ ઘણોક;
યદ્યપિ નીર સમાન પણ, હિંડે વક્ર ગતિ ઝોક. ૬
ધનમદનો ગરદન ઉપર, ભાસે ઝાઝો ભાર;
ઉંચિ નજરે નિરખાય નહિં, અજાણ મજુર અપાર. ૭
કેટલાક નિજ કાળજે, વિચારતા મદમસ્ત;
લક્ષ્મિદાસની આગળે, આપણ પામ્યા અસ્ત. ૮
કહે એમ જન કેટલા, મૂકવિ પડશે મોજ;
સત્યપક્ષ જો સાહિશું, રાડ થશે બહુ રોજ. ૯
એવા જન કરિ એકઠા, શાણા સુંદરદાસ;
મિટિંગ મેડે મેળવી; અધિક થવા ઉપહાસ. ૧૦
કર્યા નાતના કાયદા, તે બતાવવા કાજ;
ગયા ભાઇશંકર ત્યહાં, સમજીને સહસાજ. ૧૧
દખિ તેમને સહુતણાં, હૃદય રહિત આનંદ;
ગમે ન રેન સમે કયમે, ચોર વૃંદ મન ચંદ્ર. ૧૨
સભામાંથિ જવું શુભ ગણે, અંગદનું દશશીશ;
સુંદર વચને જાવ કહ્યું, અંતર આણી રીશ. ૧૩
નિકળ્યા ત્યાંથી નેહથી, દિલે કશો નહિં ડાઘ;
પુંજ પરડવાંનો તજી, નિકળ્યો મણિધર નાગ. ૧૪

ચાલુ કામ કર્યું તે પછી, નર સાંભળજો નેટ;
મનમોદક જ્યમ ખાઇને, પ્રેમે ભરવા પેટ. ૧૫
કાકા કેશવજી કર્યા, ચેરમેનજી ચતૂર;
વિદ્યાજન જેવા મહા, ભલિ મતિથી ભરપૂર. ૧૬
કર્યો ઠરાવ સરવમળી, સુણો સજન સહુ લોક;
મ્હાજનનો નહિં માનવો, ફરે થાનાઈ ફોક. ૧૭
એ ચાલે ઉત્તર ભણી, શુધે પંથ સહુ તોય;
પૂર્વ આપણે પકડવી, ભલે દુખદ તે હોય. ૧૮
એ કહેશે અવતારમાં, એકજ કરવી નાર;
કરવિ અધિક આપણ મતે; છો બગડે સંસાર. ૧૯
એ કહેશે એવું કર્યે, દારૂણ થાએ દોષ;
પૂણ્ય ગણી બહુ આપણે, શુભ લેવો સંતોષ. ૨૦
કરે એહ જે કાયદા; સરવ ફાયદા માટ;
માન્ય ન કરવા આપણે, ભલે વળો દુખ દાટ. ૨૧
કહે રામ એ કોડથી, નિજ વદને નિરધાર;
રાવણ કહેવો આપણે, ભવમાં વધવા ભાર. ૨૨
ગુણિયલ ગોકળદાસ જો, ફરી પરણશે નાર;
આપણ બેલી એહના, પછી કોણ પુછનાર. ૨૩
નાત બ્હાર કરશે મળી, જો મ્હાજન જરૂર;
તડ પાડીને તેહને, દઇશૂં થવા ન દૂર. ૨૪

વગ લગાડિ વિધવિધ બધે, સમજાવી જુઠ સાચ;
પક્ષ વધારે। આપણો, વદિયા સુંદર વાચ. ૨૫
ઉડી ગયા એવો કરી, બહુ વિધ કૂડ બનાવ;
કૌરવ મળિ પાંડવતણો, કરિ જયમ નાશ ઠરાવ. ૨૬
પણ પાંડવમત પક્ષમાં, સ્હાય સુધારે। કૃષ્ણ;
કરશો શૂં મળિ કૌરવાં, પૂછૂ સૌને પ્રશ્ન. ૨૭
દેશ વિદેશે સહજમાં, વાયે ચાલી વાત;
પ્રગટ કળી પરખાવિયો, ઘડિને આવી ઘાત. ૨૮
સ્રીના સુખ સંસારમાં, ધરવા ધિખતી આગ;
વૈષ્ણવજન બગ વેષના, ઉભા થયા જોઈ લાગ. ૨૯
જમનાંને પણ જુક્તિથી, ઉડતિ વાત મળિ પ્રાય;
સાંભળિ શોકાતુર બની, હજાર નાખી હાય. ૩૦
સાસુ સ્વામિએ સાંભળી, વળિ તે વાત વિશેષ;
દુખ દેછે ત્યાં દાઝલાં, જમનાંને ધરિ દ્વેશ. ૩૧
અંતરમાં અકળાય ઘણિ, ચરર બળેછે ચિત્ત;
હવે થશે શૂં હે હરી! વળી થયૂં વિપરીત. ૩૨

## રાગ રામગ્રી.

( વૈદરભી વનમાં વલવલે એઢાલ. )

કાંક વિચારો ને કાળજે, મૂવા દુરિજન લોક;
સાલ કરાવિ મને સોક્યનું, શીદ ઉપજાવો શોક.
કાંક વિચારો. ૧

ન્યાય કે અતિ અન્યાયની, સુધી સમજે ન વાત;
એ તે મારાં છે અભાગ્ય કે, કેવળ તમ કમજાત?
કાંક વિચારો. ૨

શુન્યહૃદયના શૂં થયા, દીલના દયાહીણ;
કાંક બ્હિનો કરતારથી, દુખિયાં કરતાં દીન.
કાંક વિચારોને. ૩

હિંદુ વળી ક્ષત્રિવંશના, દ્વિજ ગૌ પ્રતિપાળ;
પારધી કર મને ગાયને, હાથે કરિ સોંપો હાલ.
કાંક વિચારો. ૪

કાતી ગળે મૂકવા કહો, ધન્ય તમતણો ધર્મ;
લાજ નેવે મૂકનારને, શાની મનમાં શર્મ.
કાંક વિચારોને. ૫

એવે સ્થળે જન આર્યને, ઉભુ રહેવું અયોગ્ય;
ઊપર રહિ તમે આ સમે, શાને ઉપજાવો શોક.
કાંક વિચારો. ૬

હું તો સહિશ સુખ દુ:ખને, જેમ તેમ જરૂર;
પણ તમે દેશો જવાબ શો, હરીકેરી હજૂર.
કાંક વિચારો. ૭

વગસગ અહિંયાં ચલાવીને, વધારો પાપી પક્ષ;
ત્યાં વગ સગ કોની લાવશો, દો ઉત્તર છો જો દક્ષ.
કાંક વિચારો. ૮

રચના સુંદર વચનની, વિખ મધમાં ઓળેલ;
કપટ ચતુરતા શા કામની; ખરાનો જ્યહાં ખેલ.
કાંક વિચારો. ૯

ગરદનમાં ધનમદતણો, લોહ ખીલો ખચીત;
ખૂંચશે જેવડે જગતમાં, વડુ કરતા વિપ્રીત.
કાંક વિચારોને. ૧૦

વિચારતાં ગતી તમતણી, ભાસેછે ભયકાર;
ઉર કરૂણા મને આવતી, લાજો મનમાં લગાર.
કાંક વિચારોને. ૧૧

કુશળ મહા કળિકાળમાં, છે કસાઇને ઘેર;
મલકાશો નહિં એવું મન ગણી, ધર્મોજય પ્રીછીપેર.
કાંક વિચારોને. ૧૨

વારૂ પુછું એક વાતડી, અંતર પિગળે એમ;
આવું કરે જમાઈ તમતણો, તો કરો તમે કેમ?
કાંક વિચારોને. ૧૩

તાકોછો જેવું તમતણું, તેવું તાકો તમામ;
તેથી રેહશે તમ ઉપરે, રાજી નિશદિન રામ.
કાંક વિચારોને. ૧૪

બાકી બળાપો આ બહુ વિધે, અબળાનો અપાર;
સાંખશે કયમ કહો શ્રીહરી, જે નોધારાં આધાર.
કાંક વિચારોને. ૧૫

અપયશ આ ભવમાં અતી, પુનર્ભવ પશૂ પેટ;
અબળાનો બાળવો આતમા, નહિં સારૂં એ નેટ.
કાંક વિચારોને. ૧૬
આડા થઇ આવી વાતમાં, ગણો શેઠાઇ ફોક;
શેઠાઇ નહિં શઠતાઇ એ, નહિ રહે કશો નોંક.
કાંક વિચારોને. ૧૭
લવરી કરી મૂઢ લોકને, જણવો ડાપણ જેહ;
ડાપણ નહિં પણ બાળવા, ખરૂં ખાપણ એહ.
કાંક વિચારોને. ૧૮
અનહદ આવા કામમાં, ચલાવો ચતુરાઇ;
ચતુરાઇ પૂરી બુરાઇએ, દીનને દુખદાઇ.
કાંક વિચારોને ૧૯
સાક્ષરા બનીને સંસારને, શીદ ભરમાવો છેક;
સાક્ષરા નહિં તમે રાક્ષસા, આ અધિક અવિવેક.
કાંક વિચારોને. ૨૦
વીચારોને વરણાગિયા, શાણા **સુંદરદાસ**;
બીજી કરતાં બાયડી, કેવો થયો તોકંકાસ.
કાંક વિચારોને. ૨૧
તાત તમારાને તે સહૂ, પૂછી જોશો જો પેર,
ખબર થશે તો તો ખાંતથી, મનમાં લાવો મેર.
કાંક વિચારોને. ૨૨

કાછડી કરમાં સાહીને, ફર્યા ઘર ઘર ફોક;
ત્રણ વરસ લગી તેસમે, જાણેછે સહુ લોક.
કાંક વિચારોને. ૨૩

આખર **ડાકતર ભાઉનું**, સર્ટિફીકટ સાર;
મેળવ્યું જ્યારે મહાબળે, નવી પરણાઇ નાર.
કાંક વિચારોને. ૨૪

ભઠ્ઠ નરજે ભૂલી જાયછે, દાહ્યલા પૂર્વદીન;
અધિક કહૂં શું આ મુખે, પ્રેમદા પરાધીન.
કાંક વિચારોને. ૨૫

કીધે કળકળાટ આટલો, ઊર ઉપજે ન રેમ;
ઊર એવુંકેવું ક્રૂર છે? કોનું ઇચ્છો ન ક્ષેમ.
કાંક વિચારોને. ૨૬

અંદર અંદરરમાં તમે, ખોટો રાખીને ખાર;
ક્ષાર કરો શીદ બાળિને, એક નોધારી નાર.
કાંક વિચારોને. ૨૭

આટલુ કીધે અવનિમાં, આદરશો અવિવેક;
તો કુંભકર્ણના કુળના; બ્રહ્મરાક્ષસ છેક.
કાંક વિચારોને. ૨૮

ફાકા પડ્યા જ્યારે ફેલના, કરવા આવું કામ;
**ડાકા** કાચી કોઠિ ધોઇને, કાદવ કાઢ્યો તમામ.
કાંક વિચારોને. ૨૯

છોરૂ તમારૂં હું સર્વથા, કહું તમને શૂં કેણ;
લાજ લાગે મને લક્ષધા, વદતાં કશું વેણ.
કાંક વિચારોને. ૩૦

ઘડિઓ ગણે કાળ મસ્તકે, જવા લેઇ જરૂર;
પડતું મેલી પુણ્ય કામને, કરો કર્તવ્ય ક્રુર.
કાંક વિચારોને. ૩૧

વૈષ્ણવના ધન્ય વેષને, ઘટે તમને એજ;
શ્વેતમાં શ્યામતા સામટી, તેજ વધિયું ત્યારેજ.
કાંક વિચારોને. ૩૨

શું કહું **દામુલ** શેઠજી, સારો શોભાવો સ્વાંગ;
પ્રૌઢ પરાક્રમ તમતણાં, ભલી ભાવેછે ભાંગ.
કાંક વિચારોને. ૩૩

ઊંધુ છતુ બહુ વેતરો, નિશામાંહેજ નેટ;
તેનું તમારે તો કંઇ નથી, બળે અબળાનાં પેટ.
કાંક વિચારોને. ૩૪

**દામજિ સુત લક્ષ્મિદાસજી**, દુખનો વાળી દાટ;
શિદ ધાણીની રિશે સોક્યનો, ખરો અધિભરો ખાટ.
કાંક વિચારોને. ૩૫

જદુનાથના ઝઘડાવિષે, દીધ દંડ હજાર;
જડજ નહતિ ત્યાં હું જાણજો, મારિપર શાનો ખાર?
કાંક વિચારોને. ૩૬

દોષ તમારો ન તેહમાં, શ્વાન રીતી એ સ્હેજ;
પ્રહાર કરનારાને પરહરી, પથ્થરને પકડેજ.
કાંક વિચારોને. ૩૬

અન્ય બિચારાંને શૂં કહૂં, સમજે નહિ સારાસાર;
ચાલે ગાડરિયા પ્રવાહમાં, નિચ્ચે શિર નિરધાર.
કાંક વિચારોને. ૩૭

આગેવાનો જેના આંધળા, તેનું દળ જે તમામ;
કિલકારી કરિ પડે કૂપમાં, રામ કહો ભાઇ રામ.
કાંક વિચારોને. ૩૮

બળતી બોલુંછું હૂં હવે, હે હરી જોડી હાથ;
જોઇ લેજે તૂં તેમને, પજવે જે અનાથ.
કાંક વિચારોને. ૩૯

## દોહરા.

નિપટ નારિ નિરૂપાય થઇ, દુબધા વશ અતિ દીન;
કરે સ્તુતી કરતારની, દુઃખે વદન મલીન. ૧

## રાગ વેરાડી.

ગોપિરમણ હે ગોવર્ધનધર, બહુનામી બળબંધૂ,
જનનિ જશોદાનંદવર્ધન, વિશ્વપતી પદ વંદૂ;
અમર સરવને આવિ પડે દુઃખ, અસુરથકી અનિવાર્ય,
ધાતા આવો ત્યારે હે ધરણીધર, કરવા જનનાં કાર્ય. ૧

શરણાંગત પાળક શામળિયા, સ્હેજ તમારો સ્વભાવ,
તારણ તરણ તું ત્રિભુવન પતિ છે, ભક્ત જનપર ભાવ ;
મચ્છાવતાર ધરી મોરારી, મારયો શંખાસૂર,
વેદ આણ્યા પેસી પાતાળે, દુ:ખ વિધિનું કર્યું દૂર. ૨
કચ્છપ રૂપ ધરી કેશવજી, વારિધિ આપે વલોવ્યો,
અંમૃત પાયુ અમર સરવને, અસુરતણો વંશ ખોયો;
વિષ્ણુ વરાહ સ્વરૂપ ધરીને, કીધાં ભક્તનાં કાજ,
સંભાળ લ્યો ત્યમ મારી શામળિયા, વિપતે આવું વાજ. ૩
નારાયણ નરસિંહ થયા તમે, શેવક પ્રલ્હાદ સારૂં,
ક્યારે કરૂણા લાવિને કાપશો, માધવ મ્હાદુ:ખ મારૂં;
વિશ્વંભર ધરી વામન રૂપને, કરિયું ઇંદ્રનું કાજ,
હું અબળા મારૂં આપવિના કોણ, અવનીમાંહે આજ. ૪
ઉન્મદ ક્ષત્રિ નિકંદન કીધા, પરશુ ધરી કર નાથ,
ઉન્મદ તોએ આજે ઘણાછે, પરશુ ધરો ફરિ હાથ;
સોળકળા સંપૂર્ણ રૂપે તમ, રઘુકુળ કમળ દિનેશ,
પૂર્ણપુરૂષોત્તમ એક પત્નિવૃત, જાનકીના પ્રાણેશ. ૫
દાસ સુગ્રીવ વિભીષણકેરાં, દુ:ખ હરયાં દુ:ખહારી,
વ્હાર કરો પરનારી સહોદર, તેમ તમે પ્રભુ મ્હારી;
કૌરવકૂળ નિકંદન કીધું, કૃષ્ણાવતાર ધરીને,
પાંડવ કરી માન્યા પોતાના, કરૂણા અધિક કરીને. ૬

અન્યાય આવો અબળાની ઉપર, જોઈ થતો જગદીશ,
મુન્ય લીધુ શૂં બુધ્ધાવતારે, રાખી કુટિલોપર રીશ;
કલંકીપણું અકલંક કરો તમ, મ્લેચ્છનાં હૃદય વિદારી,
પ્રગટ થાવ અધર્મ વધ્યો અતી, એક ઊપર બીજી નારી. ૭
સર્વથા સુર પક્ષ ગ્રહો છો, આ સમે પણ એમ,
સુરપક્ષ ગ્રહી શામળિયાજી, રૂડી જણાવો રેમ;
અધર્મ પક્ષની પક્ષ જો કરશો, પ્રભુતાને લાગશે ખોડ,
દાસિ તમારી દીન થઈ સ્તવે, રૂપાળા રણછોડ. ૮
હું અપરાધણ દુઃખણી અતીશે, દુઃખ રડુ કોની પાસે,
એક તમારો મુજને ભરોંસો, મોહન મરૂં ઊપહાસે;
એમ અનેક રિતેથિ અબળા, સ્તુતી કરે નિશદીન,
સુતા જાગો શામળિયા હું અગલી, પડિ પારકી આધીન. ૯

## દોહરા.

સાંખે ક્યમ કહો શ્રી હરી, અબળાકેરી હાય;
બનાવ એક બનાવિયો, શઠ જ્યમ લે શિક્ષાય. ૧

કરવાં કર્મ અકર્મ જે, આ હાથે કરિ હાલ;
ભોગવવાં ભેળાં ગણો, એવો આ કળિકાળ. ૨

તરત પારખું તેહનું, એનો નહીં ઉધ્ધાર;
વરણુ હવે તે વિગતથી, હે પ્રતિપક્ષિ ગુમાર. ૩

સાંભળિ નિજ શઠતા હઠી, કરજો દૂર કરૂર;
જેથી કરિ જગદીશ પણ, રહે રાજી ભરપૂર. ૪
નિજ બંધવનો પુત્ર જે, ચતુર્ભૂજ ચતૂર;
સાઢસતી અઢિ સ્રીરૂપે, પનોતિ જેને પૂર. ૫
સ્નેહે લીધો સાથ તે, મોઘીબઇએ આપ;
કારભાર કરવા બધો, વીવાતણો અમાપ. ૬
બે ઘરના મ્હેમાનનો, ભુખે ટળવળે પ્રાણ;
સહિયારી સાસૂતણી, ઊકરડે મોકાણ. ૭
ત્યમ ધણિ બે બઇયરતણો, જેમ હરાયૂં ઢોર;
ઘરનો કે નહિં ઘાટનો, ચતુર હોય પણ ચોર. ૮
ગયો મોઘિબઈ સાથ તે, ચતુર્ભૂજ ચતૂર;
સાઢસતી અઢિ સાથ લઈ; ભાવથકી ભરપૂર. ૯
બેય તરફ મ્હાદવ બળે, મધ્ય બાપડો મૃગ્ગ;
કહો કેટલા દિન જીવે, સુધો પંથ છે સ્વર્ગ. ૧૦
બે સાપણ બે પાસ ને, મેડક મધ્ય રહેલ;
ભક્ષ તજે શું ભુજંગણી, મિથ્યા નાવે મેળ. ૧૧
શિયાળ તાણે સિમભણી, શ્વાન ગામભણિ રોજ;
કેવિ અવસ્થા કારમી; તે ભક્ષની કહોજ. ૧૨
બરિ મ્હેનતના બરચિને, રોકડ બાર હજાર;
વ્હોરિ વ્યાધિ વનિતા રૂપી, ભરીખાટપર ભાર. ૧૩

ભરજોબનમાં બાપડો, કામનિને કંકાસ;
મરણ સરિત તટ જઈ ઉભો, વિશ્વથિ તજી વિલાસ. ૧૪
અભીલાષ અંતર રહ્યા, પરવાર્યું સહુ પૂન્ય;
એ બૈયરવાળાનું થયું, સર્વ વાતથી શૂન્ય. ૧૫
પડિયો મરણ પથારિમાં, ચતુર્ભૂજ ચતૂર;
પાસ તેડિ નિજ ફોઇને, શીખામણ દે શૂર. ૧૬
જો હો ગોકળદાસનાં, હિતેચ્છુ માત હમેશ;
મરણ ઉપાય ન માંડશો, બિજું પરણાવી બેશ. ૧૭
આ અવસર અવશાનનૂં, વદૂ ફોઇ હું વેણ;
સત્ય તમારે સમજવું, કોટિ પ્રકારે કેણ. ૧૮
મરણ ઢુંકડૂ માહરે, આવી પ્હોચ્યૂ આજ;
સોકયસાલ કર્તવ્યથી, કોટી બગડયાં કાજ. ૧૯
હજારવિધ હિત શત્રુ તે, તમે માનજો મંન;
જે સલાહ આપે ઉંધી, પેખણ પડતો દંન. ૨૦
સોકય જેવું દુખ સૃષ્ટિમાં, નહિં બીજું નિરધાર;
કવિતા કવિ શામળતણી, સંભળાવું તે સાર. ૨૧

## સોકયો વિશે.

સોક્ય સમુ કો સાલ નહિં, સોકય સમો નહિં રોગ;
સોક્ય સમાને દુખ નહીં, સોક્ય કર્મના ભોગ. ૧

લક્ષ વિછીની વેદના, પગલે પગલે પીડ
સોક્યતણે શિર શલ પડો, ક્રોડ કાનમાં કીડ. ૨
લક્ષ આંચ અગ્નીતણી, લક્ષ સર્પનું ઝેર;
લક્ષ ઘાવ સમશેરના, તેવું સોક્યનું વેર. ૩
લક્ષ તાવ હોય ટાઢિયા, લક્ષ હોય ક્ષય રોગ;
અધિક એથિ દુખ સોકયનું, ભાવે નહિં સુખ ભોગ. ૪
વડિ સોક્યે વીચારિયું, ન્હાની પ્રસવે પૂત્ર;
માન પામશે માનની, ભોગવશે ઘરસૂત્ર. ૫
ન્હાની સ્રિયે વિચારિયું, મોટી ડાહી થાય;
એ જીવ્યાથી સુખ નહીં, મરે તો ભાવઠ જાય. ૬
બે જણિ બેના કામમાં, દુર્મતિ ખરચે દામ;
પરપંચે બે પ્રેમદા, કરે પોતાનું કામ. ૭
કામણ ટુંમણ કોટિધા, કરે અતિઘણાં અંધ;
દોરા ચીઠી ચોગણી, ધાણી ન જાણે ધંધ. ૮
વડી મળી એક વિપ્રને, મનમાં રાખી મેલ;
વાંકો નેં વરણાગિયો, છોગાળો નેં છેલ. ૯
તાજું રાખે ટીપણું, જોષી માંહે જાણ;
વિખ્યાત બધા વિશ્વમાં, પંચ કરે પરમાણ. ૧૦
કામનિ કહે કહો તે કરૂં, સોંપું ઘર ઘરસૂત્ર;
વનિતા જો રહે વાંઝણી, પ્રસવે નહિં જો પુત્ર. ૧૧

ભરાય મહિનો માહરો, તો માને મુજ મંન;
સર્વશ સોંપુ હૂં તને, તન મન ને વળિ ધંન. ૧૨
બીજી સોકચે વરતિયો, તેડાવ્યો એકાન્ત;
વાત સરવ માંડી કહી, ભાગી મનની ભ્રાન્ત. ૧૩
પૂજ્ય ઉપાય પ્રિતે કરો, વશ થાયે નિજ નાવ;
જો મારૂં ધાર્યું કરો, લ્યો લાખેણો લાવ. ૧૪
પુજ્ય પુજાઓછો પરગણે, છો કામણકર રાય;
મરે મારિ જો સોકયડી, ભવની ભાવઠ જાય. ૧૫
કદાપિ સોકય મરે નહીં, જડે ન તમને જાગ્ય;
રાખો એને વાંઝણી, પ્રણમૂ તમને પાગ્ય. ૧૬
સાલ ટળે જો સોકયનું, પામું જો હું પુત્ર;
તો તમને સોંપું અમો, તન મન ધન ઘરસુત્ર. ૧૭
જે માગો તે આપિયે, સ્નેહ કર્યો તે સાથ;
કોલ પરિયા પંચાશનો, હે તે આપ્યો હાથ. ૧૮
વારૂં કહિ વરતિક ગયો, દશ દીલાસા દીધ;
મ્હોર એક સોનાતણી, લોભ કરીને લીધ. ૧૯
સઉ સઉને કામે થયાં, પોત પોતાને પંથ;
સઉ સઉનૂં ડાપણ કરે, કાંઇ ન જાણે કંથ. ૨૦
એક એકનાં હેરાં કરે, એક એક પરઠે પૂંઠ;
કોને નવ લોપી શકે, કરે તે માથાકૂટ. ૨૧

સદ વિદ્યા કોમાં નહીં, સાચો ન મળે સંચ;
ફોગટ ફંદ રચે ઘણા, પેટતણા પરપંચ. ૨૨
શિયાળ જાએ સિંહ ઘર, મુષક મીનડી પાસ;
અહિ પાસે જઈ અળશિયું, જીવ્યાની શી આશ. ૨૩
મેડક જ્યમ મણિધર ઘરે, શાર્દુલ સાથે શ્વાન;
અજા જાય ઘર વાઘને, મરવાને મ્હેમાન. ૨૪
એકને વ્હાલો વરતિયો, એકને વ્હાલો બ્રહ્મ,
એક એકને મારવા, કુટી મરેછે કર્મ. ૨૫

---

એવા ઢંગ ઉછાંછળા, કાળજવેધક ક્રૂર;
મુજ ઘરના તેથી મરૂં, જાણો કોઇ જરૂર. ૨૨
જે દિનથી બિઉઁ બાયડી, કરિ સુખ લેવા કાજ;
તે દિનથી દુઃખે કરી, વિશ્વે આવ્યો વાજ. ૨૩
આખર આ દિન આવિયો, આખરની કહું વાત;
સમજી લેજો શાનમાં, ઘડશો નહિં સુત ઘાત. ૨૪
એમ બોલતાં ચાલતાં, કાય સરોવર ત્યાગિ;
ઉડયો હંસ આકાશમાં, મોક્ષ હૃદયમાં માગિ. ૨૫
કામનિયો બે કળકળે, હજાર નાખી હાય;
"સ્વામિ અમે સમજ્યાં નહીં, કલેષે તજશો કાય." ૨૬

"ગયા અફળ અવતાર કરિ, ઉંવતર નાખી ઝેર;"
"માયાળૂ મળશો ક્યહાં, ફંદણિઓને ફેર." ૨૭
કહે શિ ગતિ નવિની કવી, હવિ હાલત દુખકાર;
પ્રિય મરણે પ્રમદાતણો, શુન્ય થયો સંસાર. ૨૮
આવિ ખબર એ વાતની, ઝટ મુંબઇમોઝાર;
બે સાસરિયાંએ મળી, કાંણુ માંડિ તે વાર. ૨૯
આભડવા સહુ આવિયા, કરતા મન પરિતાપ;
એક ન આવ્યો એ સમે, જૂની વહુનો બાપ. ૩૦
મળી પાંચ દશ માનવી, ગયા તેડવા ઘેર;
ઠક્કર હરજીવંનને, મનમાં મીછી મેર. ૩૧
કરતા જન મન ખર્ખરો, ખોટું થયું ખચીત;
ઇશ્વર આગળ આપણા, ઉપાયની શી રીત. ૩૨
આભડવા નવ આવિયા, હજી તમે ક્યમ હાલ;
વાટજુએ સહુ તમતણી, કષ્ટે થઈ કંગાલ. ૩૩
કહે તેમને તે સમે, હરજીવન નિરધાર;
સાંભળજો તમ સર્વજન, વિવેક વાત વિચાર. ૩૪
આણીછે જે દિવસથી, સુતા મારિપર સોકય;
મુવો માનુછું મનવિષે, જમાઇને જગલોક. ૩૫
મારેતો નથિ આવવું, મમાદેવિમોઝાર;
કરતા હો તે સહુ કરો, પુછશો મને ન પાર. ૩૬

સાંભળિ જન સમજાવતા, એવું નવદો આપ;
લોક લાજ લવ રાખિએ, પૂરણ રહે પ્રતાપ. ૩૭
કર્યાં કર્મ કળિકાળમાં, ભોગવિયાં ભલિ ભાત;
મુવેલ જનમતિ મૂખથી, વદવિ ન એવી વાત. ૩૮
નિજ કાકા જેરામનો, પૂત્ર નરોત્તમ જેહ;
સમજાવ્યો તેણે પછી, નિજ બંધવને નેહ. ૩૯
મંમાદેવિવિષે મળ્યા, આભડવા અતિશેજ;
વદે હરજીવન વાતડી, સહુ પ્રત્યે ત્યાં સ્હેજ. ૪૦
વિના કારણે આણિ હતિ, સુતા મારિપર સોકય;
શ્રાપે સત્યાનાશ વળ્યું, લાભ વિચારો લોક. ૪૧
મુજ જમાઇને જેમણે, સલાહ આપી સોય;
બીજી પરણાવી બાયડી, ગયા ન સાથે કોય. ૪૨
જવું હતું જન કોઇનિ, મુજ જમાઇની સાથ;
સલાહ દિધિતી જેમણે, અબળા કરણ અનાથ. ૪૩
વળિ હમણાં વણ કારણે, પરણે બીજી નાર;
ગોકળદાસ સુભગ ગણી, દુખી થવા સંસાર. ૪૪
પરિણામે કેવું થશે? જો જો તમે જરૂર;
આંતરડી અબળાતણી, બાળવિ તે બહુ ક્રુર. ૪૫
સલાહ આપે દાહકર, નખોદિયા નિરધાર;
કૃપાળ કેરા કોપથી, પડશે મુખ પૈંજાર. ૪૬

ફૂટે બઇરાં તે કહૂં, હવે વરણવી હાલ;
સાંભળજો શ્રોતાજનો, દિલમાં બની દયાળ. ૪૭
ખાય પછાડચો ખેદથી, નવિ સાસૂ નિરધાર;
"લાડકડિના લઇ સુતા, લાડ તથા શણગાર." ૪૮
છૂટે કર ફૂટે ઘણૂં, છૂટા મેલી કેશ;
"રણ વગડે રઝળી અરે, લાડકિ જોબનવેશ." ૪૯
"સુખમાં ઊઠચો સામટો, ઓંચિતો અંગાર;"
"દિકરી મારી ડાહિનો, અફળ થયો અવતાર." ૫૦
ન્યાતનિ બીજી નારિયો, મિથ્યા જોઇ વિલાપ;
કહે મૂખપર સહુ મળી, "શીદ કરછ સંતાપ." ૫૧
"તાકી સુખ નિજ તનુજનું, લીધા બાર હજાર;"
"દુખમાં નાખી દીકરી, ભરીખાટપર ભાર." ૫૨
"હતા રઝળતા પુત્ર તુજ, ફેરી કરતા ફોક;"
"દુકાનમાંડી બેસિયા, પામિ રૂપૈઆ રોક." ૫૩
"પાલવવા પુત્રીતણું, પડયું દુઃખ શિર પ્રૌઢ;"
"રડવું કાં ન આવે તને," વચન બાણ બહુ ગૂઢ. ૫૪
"રાંક જાત સહુથી ઘણી, પશૂ અને કન્યાય;"
"સહે ન એનાપર થતો, અવિનાશી અન્યાય." ૫૫
"દેશે ફળ પ્રભુ તેહનૂં, પલક પ્હોર કે ઓંણ;"
ઉગારનાર પ્રભૂતણા, કોપથકી છે કોંણ. ૫૬

બૈરાંના મુખમાં હતો, બહુધા એવો બોલ;
એવામાં તો ઓચિંતો, થયો રામનો રોળ. ૫૭
છાપરેથિ પડિયું છુટ્ટૂ, નક્કર નળિયું નેટ;
પકડી કાઢી પલકમાં, પુત્રિ બાળાણી પેટ. ૫૮
પડ્યું તેને શિર પાધરૂં, અધિક વેગમાં એમ;
કહેતુ "આમ કુટાય" મુખ, જાણે જગ સહુ તેમ. ૫૯
રાતું નિકળ્યા વણ નહીં, રામતણો બહુ રોળ;
નિકળ્યો રૂધિર પ્રવાહ તવ, ચિત ચઢિયું ચગડોળ. ૬૦
પ્રતક્ષ પ્રભુનું પારખું, નિરખી સરવે નાર;
હબક પામિ હૈયાવિષે, તેહ સમે નિરધાર. ૬૧
પ્રમાણ વાચક પંચનાં, પંચ ત્યહાં પરમેશ;
લાજ પામિ ગઈ લક્ષ્મા, નવિ વહુની મા નેશ. ૬૨
કૃપાળકેરા કોપના, પ્રથમ સિધ્ધ ગણેશ;
બેઠા આ બહુ જોરમાં, નહિ સંશય લવલેશ. ૬૩
કૃપાળકેરા કોપની, વાચે ચાલી વાત;
પ્રતિપક્ષિઓતણાય પણ, હેઠા પડિયા હાથ. ૬૪
તોય મમત તજતા નથી, ગાંડા જન ગુણહીણ;
મમત ચઢાવે મોઘિને, પાખંડમાં પ્રવીણ. ૬૫
તજ્યો મમત તો તેણિએ, ભત્રિજાને ભોગ;
ધનજી નારણદાસ પણ, સમજી કરતા શોક. ૬૬

દઇશ હવે નહિ દીકરી, ભરીખાટપર નેટ;
પિતા થઇ નેં પુત્રિનું, કદી ન બાળિશ પેટ. ૬૭
ઠામ ઠામથી ઠોક દે, અનુભવિ જનો અપાર;
સુતાતણા છે શ્રાપ તો, મહાઘોર નિરધાર. ૬૮
નિશ્ચય કરિ મન ધાર્યું પછિ, સુતાતણું જ્યમ સુખ;
નિરાશ કરવા નેટ ત્યાં, જન જે પક્ષ વિમૂખ. ૬૯
વ્હારે આવ્યા વિશ્વપતિ, અબળા દુખ અવિલોકિ;
તેહ વરણવું સ્નેહથી, પુરૂષો સુણો પ્રશોકિ. ૭૦
પિતાધર્મ પ્રિછનાર શુભ, કૃપાળ કરસનદાસ;
પુત્રીદુખફેડણ પુરો, પ્રીતે કર્યો પ્રયાસ. ૭૧
ગુણનિધિ **ગાયકવાડને**, અરજી કીધી એમ;
"નોધારાં આધારછો, પુણ્ય ઉપર બહુ પ્રેમ." ૭૨
"મહિપતિમાં મ્હેરાણછો, ડંકો વાગે દેશ;"
"આણ ફરે અવનીવિષે, નિર્મળ આપ નરેશ." ૭૩
"તર્તિબ તારામંડળે, પૂર્ણ પ્રકાશિત ચંદ્ર;"
"મહિપતિ મંડળમાં તમે, તેમ અધિક સુખકંદ." ૭૪
"અઢળક પુન્યેશ્વરિ ભલા, જય **શ્રીમંત સરકાર;**"
"અરજ કરૂંછું આપને, નોધારાં આધાર." ૭૫
"વિના કારણે આણતો, સુતામારિપર સોક્ય;"
"જમાઈ મારો જગતમાં, ફજેત થાવા ફોક." ૭૬

"કોરજી કરમી પુત્ર જે, નામે ગોકળદાસ;"
"ઉમ્મર વરસ અઢારની, વિરવાડામાં વાસ." ૭૭
"પુત્રિ મારિ વર્ષ ચૌદની, રૂપે ગુણે અનૂપ;"
" એબ નથી એકેય કશિ, હે શુભ ભોમીભૂપ," ૭૮
"એક છતાં કરવી બિજી, વિના કારણે નાર;"
"ન્યાત અમારીમાં નહીં, દુષ્ટ રીત દુખકાર." ૭૯
"માટે મહિપતિ અતિ ઘણી, વ્હાર કરો આ વાર;"
"ગાય ઉગારવિ રાયજી, પુન્યતણો નહિં પાર. ૮૦
અરજી સુણિને ઉરવિષે, આણી કૃપા અનંત;
યશસ્વિ સુત **યશવંતના**, બળનિધાન **બળવંત**.૮૧
વસ્યા ઉરે જય વિશ્વપતિ, ઉમયાપતી ઉદાર;
કષ્ટ સુણી કામનિતણું, વ્હાર કરી તે વાર. ૮૨
કર લીધાં કાગળ કલમ, લખ્યો લેખ અતિ સ્નેહ;
ઓખામંડળના રૂડા, કારભારિપર તેહ. ૮૩
તે રિપોર્ટ સાથે તરત, અરજી અને સાહિત્ય;
મોકલ્યું ઓખામંડળે, પૂરણ આણી પ્રીત. ૮૪
લખ્યું કે "આ સહુ વાતની, તર્તિબ કરી તપાસ;"
"ન્યાય આપવો નેટ છે, પ્રસન થવા અવિનાશ." ૮૫
"રીત કેવિ એ ન્યાતની! આ વાતે અનુદિન."
"તે તપાસજો તરત તમ, પૂરા બની પ્રવીણ." ૮૬

"હેઠ ઠરાવ થતા સુધી, એ જન ગોકળદાસ;"
"બિજું પરણે નહિં બાયડી, તે રાખજો તપાસ." ૮૭
"પંદર દિવસનિ અવધમાં, જવાબ અહીં જરૂર;
"લખજો રૂડા લેખથી, સંશય ટળવા દૂર. ૮૮
એમ લખી એ અવસરે, મોકલિયો તે લેખ;
આવ્યો ઓખામંડળે, દિન થોડે તે દેખ. ૮૯
મહાગુણી પરમારથી, **મોરેશ્વર** મણિરૂપ;
વહિવટદાર ઉદાર ત્યાં, આવ્યો લેખ અનૂપ. ૯૦
ગુણિજન સુત **ગોપાળના**, પરદુખભંજન પ્રૌઢ;
વાત વાંચિ અબળાતણા, દુખે થયા દિગમૂઢ. ૯૧
ફોજદાર સરકારના, **દુરગાશંકર** દિવ્ય;
સપૂત પુત્ર **મકનજીના**, સુખપ્રદ સરખા શીવ. ૯૨
વંચાવી સહુ તેમને, વિનતા દુખની વાત;
બેયે મળિ ભેળી કરી, નેટ ભાટિયા નાત. ૯૩
વિરવાડા નેં બેટના, દુવારકાંના જેહ;
મ્હાજન ત્યાંનું મેળવ્યું, સર્વ જવા સંદેહ. ૯૪
બે દિન ત્યાં બેશી કર્યો, વિશેષ વિમળવિચાર;
ત્રણે ગામના મ્હાજને, ઉર વસેલ ત્રિપુરાર. ૯૫
ત્રણે ગામના તરફથી, જગત પ્રીય જયરામ;
આણંદજીના કુળદિપક; જવાબ દીધો આમ. ૯૬

"એકછતાં વણ કારણે, બીજી નવ પરણાય;
"રીત એવિ અમ ન્યાતની, અનૃત ક્યમ ઉચરાય. ૯૭
લખાવ્યું તે સોગન ઉપર; કચેરિમાં તતકાળ;
નિચે સહી કરિ નિર્મળી, કાળજ બની કૃપાળ. ૯૮
ત્રણે ગામના તરફથી, મ્હાજનમાં જે મેર;
સહિયો કરિયો તેમણે, પ્રિછિ અબળા દુખ પેર. ૯૯
આવી પ્હોચ્યા એટલે, માવજિ સુત તે ઠામ;
વધા હતા મ્હાજન વચે (જે) વિષશુ વચન વિષરામ. ૧૦૦
સામી લેવા સહિં ઘણી, ફાકટ ધરિને ફૂલ્ય;
આવવાનિ કર એમને, આડિવાટની ધૂળ. ૧૦૧
મિથ્યા માથાફોડ કરિ, નથુ પરસોતમ પાસ;
ચાંપસિ સુત ધનજી કને, ગયા વળી ધરિ આશ. ૧૦૨
પણ એ બે ગુણિયલ નરે, દિલ ન કરી દરકાર;
સામી સહીં ન આપિયો, કરી ઘણો સુવિચાર. ૧૦૩
નિરાશ થઇ વિષરામજી, ફંદ કર્યો વળિ ફોક;
પણ એમના પ્રપંચથી, લોભાયા નહિં લોક. ૧૦૪
કહે મૂખપર સહુ મળી, નારી નર વૃધ બાળ;
"સરવેને સંતાન છે, નથી વાંઝિયા ન્યાળ." ૧૦૫
"આજ એહને શિર પડયું, અમશિર આવે કાલ;
"માટે માનશું નહિં અમે, ખોટા એવા ખ્યાલ. ૧૦૬

નિર્મુખ થાતાં મુખતણો, લાંકડિ જેવો નાંક;
સામી સહિ લેનારનો, ફંદ થતામાં ફાક. ૧૦૭
વળી કહે જન સહુ મળી, પૂરી મૂકો પોક;
"ક્યમ દિન ઊઠયો કારમો, ફજેત થાવા ફાક. ૧૦૮
"કામનિ ઉપર કરો તમો, આ અન્યાય અતુલ્ય;"
"આવવાનિ તમ હાથમાં, આડિવાટની ધૂળ. ૧૦૯
નિરાશ તઈ વિષરામજી, નામ સાર્થક કાજ;
કહે સર્વને તે સમે. નેવે ધરિ નિજ લાજ. ૧૧૦
"મુંબઇવાળાંનો અને, તે મળતો મુજનોય;"
"હાભાઈ! દિન ઊઠિયો, સુણો તમે સહુકોય." ૧૧૧
"આડિવાટની ધૂળતો, આવી રહિ અમ હાથ;"
"નામ સાર્થક કારણે, આ તો કરિએ વાત." ૧૧૨
"પણ સહાય તમ નહિં કરે, તો કરશે બિજું કોણ;"
"જશે લાવ લેવો બધો, અરે ઓણ ને ઓણ." ૧૧૩
કહે નગર નર નારિઓ, "તમ મળતો આ પ્રાય;"
"ઉઠયો દિવસ નથિ અમતણો,જે કરિએજ સહાય."૧૧૪
"શુભ કામમાં સહાયતા, કરવી ન કહે કોણ;"
"પણ આ પાપ પ્રતક્ષમાં, લેવી નથિ કશિ લાણ." ૧૧૫
અપક્ષપાત વિચારની, સ્વતંત્રતા સહુનીજ;
જોઈ ઘણા જણ તે સમે, રૂડી પામ્યા રીઝ. ૧૧૬

બન્યું તેટલું બહુ કર્યું, વિષરામે નિજ હામ;
પણ કશું પડયું ન પાધરૂં, રૂઠયો જ્યારે રામ. ૧૧૭
અરસ પરસ વાતો કરે, નગરવાસિ જન એમ;
"આવું કરનારાનું તે, કરશે ભલુ પ્રભુ કેમ!" ૧૧૮
"ગાય સમાન ગરીબડી, જમનાંપર અતિ ચોપ;"
"હૃદય બળેછે આપણાં, કાળો જોતાં કોપ." ૧૧૯
ચાલ્યું નહિ તલભાર જવ, વિષરામનું કશૂંય;
હતું તેટલું અંગનું, બળ કરતાંય બધૂંય. ૧૨૦
થયો ગાભરો હૃદયમાં, ગોકળદાસ સટેક;
લક્ષણવંતી લાડકી, ગઈ હાથથી છેક. ૧૨૧
રોઈ પડયો તક જોઇને, નિજનારીની પાસ;
"હવે શીર તુજ હાથમાં, કામનિ તજ કંકાસ." ૧૨૨
"કહે આવિ કોરટ વચ્ચે, વ્હાલી એવી વાત;"
"મરજી મારિથી નવિ કરે, બિજાને શી પંચાત." ૧૨૩
તોય ન માન્યું તેણિએ, પછી કરી વળિ પેર;
કોરટમાં જઇને કહ્યું, વિવાહ કારણ ફેર. ૧૨૪
"ગાંડીછે નથિ ગુણ કશો, મારિ બાયડીમાંય;"
માટે બિજી પરણીશ હૂં, કોપ ને કરશો કાંય. ૧૨૫
સુણિ તેડાવી નારિ તે, ભલી જણા મન ભ્રાન્ત;
આવી નિજ ફોઈ સહિત, તપાસિ પછિ એકાન્ત. ૧૨૬

તપાસિ ત્યાં તે તારૂણી, પૂછી પ્રશ્ન અનેક;
અલબેલી ઊત્તર દિયે, ન્યાવટ શાવટ નેક. ૧૨૭
ચતુરાઈ છે ચોગણી, રૂપે અતી અનૂપ;
ડાપણમાં છે દશગણી, શૂં વરણે મતિભૂપ. ૧૨૮
કામદાર તેને કહે, હે સુંદરી સુજાણ;
"દુખ દે છે કે સુખદિયે, તે તું કહે પ્રણામ." ૧૨૯
"નિરપરાધિનું નિશદિને, પિયર કર્યેરિ પ્રમાણ";
"બ્હીશ નહીં એની હવે, વદતાં સાચી વાણ." ૧૩૦
"અંત્યક અપરાધીતણા, અમે હમેશ હજૂર;"
"નહિ થાવા દૈયે નર્યો, જુલમ તું ઉપર જરૂર." ૧૩૧
નિર્ભય થઇ સુણિ વેણ તે, માની સમ માબાપ;
કહેછે જમનાં કરગરી, "ઊર વિચારો આપ." ૧૩૨
"નિરે ન લીલોતરિ નરી, બળિ પશુને બહુવાર;"
"એવો કોણ અવનિવિષે, સર્વ મુરખ સરદાર?" ૧૩૩
દેખાડી આપ્યાં ત્રણે, દુ:ખ બુદ્ધિ દલગીર;
સુંદર એક સવાલમાં, નયણે આણી નીર. ૧૩૪
સુણિ જવાબ સોહ્યામણો, પ્રૌઢામતી પ્રમાણિ;
હૃદય ભરાઇ આવિયું, જમનાંનું દુખ જાણિ. ૧૩૫
બ્હાર આવિ ગોકળ ઉપર, કર્યો કારમો કોપ;
"મૂકયો તેં માનનિ ઉપર, અસત્ય આ આરોપ." ૧૩૬

"જવા દેઉંછું જા તને, આ અબળાવતિ આજ;
"નિકર જુઠા આરોપનું, કળે ચલાવત કાજ." ૧૩૭
"દિન પંદર અંદર હવે, જામિન આપ્ય જરૂર."
"બીજી વરૂ ન બાયડી, એવા "સમજી ઊર." ૧૩૮
"નહિતો અહિંથી બાંધિને, સર્વ દેખતાં સાથ;"
"વીરક્ષેત્ર વડોદરે, મોકલિ દઊં ભલિભાત." ૧૩૯
જમનાંને કહે તે પછી, "બીક ન રાખિશ બેન;"
"ઝખ મારેછે કુટિલ જન, રહેજે સુખિ દિનરેન." ૧૪૦
"જા તું ઘર તારે હવે, હરખી ઊર અધીક;"
"પ્રીતથકી નિત પાળજે, સાસુ સ્વામિની શીખ."૧૪૧
"કોટિ કરે અપરાધ પણ, સ્વામી નાતો શ્રેષ્ટ;"
"કામનિએ કરવી ક્ષમા, નિકર નારિ તે નેષ્ટ." ૧૪૨
હર્ષિત થૈ હૈયા વિષે, દેતી બહુ આશીષ;
ઘેર આવિ ગુણધામની, જપતી શ્રી જગદીશ. ૧૪૩
જમનાંનું દુઃખ અતિઘણું, કષ્ટે બહુ કંગાલ;
જાણીને અતિ યુક્તિથી, **રચ્યું સોકયનું સાલ**.૧૪૪
ખબરપત્રથી ખોળિને, વાંચિ હેંડબિલ હાલ;
શિખ લેવા જન સર્વને, **રચ્યું સોક્યનું સાલ**.૧૪૫

---

સમાપ્ત.

## આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી

## રોકડી કિંમતે મળશે

**કોટમાં**—શેઠ માધવદાસ રૂગનાથદાસની દુકાનેથી

**બહારકોટ**—નવી મારકીટની પાસે સખારામ ખસેઠની દુકાનેથી.

**માંડવીબંદર**—શેઠ ગોકળદાસ તેજપાળની [illegible]લયમાંથી.

**કાળકાદેવી**—રસ્તા ઉપર રામવાડીપાસે દામોદ[illegible]શ્વરદાસની દુકાનેથી.